શ્રી

# નેમ ચરિત્રાદર્શ.

જૈનધર્મિ ભાઇયાને વાસ્તે

રચીને પ્રસિદ્ધ કરનાર.

**શેઠ. તારાભાઈ ચંદ્રમલ.**

અમદાવાદ.

અમદાવાદમાં
રીચીરોડ ઉપર કાળુસેનની પોળમાં પોતાના મકાનમાં
" સમશેર બાહાદુર " છાપખાનામાં સવાઈભાઈ
રાયચંદે છાપ્યો.

કિંમત રૂ૦—૪—૦

સંવત ૧૯૪૩—સને ૧૮૮૭

શ્રી

# નેમ ચરિત્રાદર્શ.

જૈનધર્મિ ભાઇયોને વાસ્તે

રચીને પ્રસિદ્ધ કરનાર,

**શેઠ. સારાભાઈ ચંદ્રમલ.**

**અમદાવાદ.**

**અમદાવાદમાં**

રીચીરોડ ઉપર કાજીહુસેનની પોળમાં પોતાના મકાનમાં

" સમશેર બાહાદુર " છાપખાનામાં સવાઈભાઈ

રાયચંદે છાપ્યો.

કિંમત રૂ૦—૪—૦

સંવત ૧૯૪૩—સને ૧૮૮૭

# પ્રસ્તાવના.

—•✿•—

પ્રાચિન અને અર્વાચિન સ્થિતિનાં જૈન મંડળોનાં સાંપ્રત સં મનમાં કેટલોએક ફેરફાર માલમ પડે છે. ત્યારે તેના વાસ્તવિક કારણોનો વીચાર કરતાં મુખ્ય એમ જણાયછે જે પર ધર્માભિમુખ થવું એજ આપણા ધર્મને હાની કારકછે. તે વીશે મારા મિત્ર મંડળ તરફથી મને વારંવાર સુચના થયા કરતી જે "ભાઈ આપ એક સ્વધર્મ વિશે સરળ પુસ્તક રચો" કે જેથી અન્ય ધર્મનું પુસ્તક અવલોકન કરવાને ઉત્કંઠા પ્રાપ્ત થાય નહી અને મારીદ્રષ્ટિ ગોચર ઘણાં પુસ્તકો થવાથી મારા મનમાં પણ કેટલાએક દીવસથી વિચાર થયાં કરતો હતો કે આપણે એક સ્ત્રિઓપરી પુસ્તક રચવું જોઈએ કારણ કે

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥**
**स्वधर्मनिधनं श्रेयः परधर्मो भयावहः ॥ १ ॥**

સંપ અને વ્યવસ્થા વાળી [illegible] ઉન્નતી પડતીનો મુખ્ય આધાર છે. [illegible] શ્રદ્ધા અને દ્રઢતાથીજ પ્રાણી [illegible] જૈન મંડળોમાંથી સ્વધર્મનું અભિમાન [illegible] કરવું એ [illegible] પણ [illegible]

કેટલાએક જુવાનીઆઓ સ્વછંદી અને વ્યવહારીક કર્મમાં નિરંતર અવ્યવસ્થા કરેછે તથા નિતિ રીતિમાં કોઇ પણ નિયમિત પણે રહેતુ નથી આવીજ સ્થિતી આપણા જૈન મંડળોની અને તેમાં વિશેષે કરીને આજ કાલમાં અસંખ્ય પરધર્માદિ પુસ્તકો પ્રસીદ્ધ થવાથી આપણા જૈન મંડળના ઉછરતા જુવાનોનાં મન ભ્રમિત થયેલાં ભાસે છે માટે "यतो भ्रष्ट ततो भ्रष्ट" ન થવાને માટે આ પુસ્તક રચવાને મેં પોતાનેજ માથે લીધેલુછે જેથી હું નિશ્ચય પુર્વક કહુંછું કે આ ખામી વિગરે દોષોથી ભરપુર ભરેલું હશે પણ શાણા સુજ્ઞ વિદ્વજનોને મારી નમ્રતા પુર્વક એટલીજ વિજ્ઞપ્તિ છે કે દોષિત ભાગને સુધારી લેઈ એના મુળ હા-હદય ઉપર લક્ષ આપવા તસ્દી લેશો એજ,

અમદાવાદ } લી૦ શ્રી જૈનધર્માભિલાશી.

તા. ૧—૯—૧૮૮૭ } શેઠ. સારાભાઈ ચંદ્રમલ.



# શ્રી નેમ ચારિત્ર.

## મંગળાચરણ*

### द्रुतविलंबीत वृत्त.

॥ चतुरचित्तसरोजविकाशकम् ॥
॥ जनिजरामरणोद्भवनाशनम् ॥
॥ अखिलविश्वविलोकनभास्करम् ॥
॥ जयकरंप्रणमामिजिनेश्वरम् ॥

### રાગ સવૈયો.

(એકત્રીશો.)

નાથ નિરંજન તુજને પ્રણમુ, વિનય કરીને વારંવાર;
પાર્શ્વનાથ પ્રગટ પરમેશ્વર, પુજન કરૂં હું અષ્ટ પ્રકાર.
કેસર ચંદન ચરચું અંગે, કંઠે અરપુ પાટલ હાર,
અહર્નિશ આરતિ આપની ઉચરૂ, મંગળ બોલુ જયજયકાર.
વત્સને તારી મેહર કરો પ્રભુ, તુમથી આદરતો નહી હોડ;
પાપ કરમ સવિ દુરકરી મુજ, પુરો મનના વાંચ્છિત કોડ.
પાર્શ્વ પ્રતાપે ગ્રંથ રચુછું, પ્રથમ ગ્રંથ ઉપરથી આજ;
ભુલચુક સુધારી વાંચે, ધો મતિ હેવી જૈન સમાજ.

હુંછુ શેવક મુલચંદજીનો, વળી જે ગુણ વિજય માહારાજ;
અર્જે આપ સૌની ઉર ધારી, સાહ્ય થજો સારાને આજ.



# ભારતિ માતાની સ્તુતી.

(શ્રી જગતપતિ—એ રાગ.)

રાગ. કલ્યાણ.

માતુ સરસ્વતિ, ઘો અતિ મતિ.
આધાર એક તાહરો છે, તુજ ગહન ગતિ. ટેક.
ભારતિ માતા ભાવે ભાખું, દ્વિકર જોડી આજ;
પ્રથમ પ્રયાસે અરજ કરૂછું, સાહ્ય થજો શુભ કાજ. માતુ૦
અતિ મતિ કાંઇ નથી મુજમાં, નથી કવિ છું રાંક;
ગ્રંથ આદરતાં સાહ્ય કરો મા, કોઇ ન કાઢે વાંક. માતુ૦
સદ્ બુદ્ધિ આપો મુજ માતા, ચરિત્ર રચવા કાજ;
નેમનાથ પ્રભુના ગુણ ગાવા, ગણવા જેમ રિવાજ. માતુ૦
જીભ્યા અગ્રે આવી બેસો, ત્વરિત ભારતિ માઇ;
દ્વિ કર જોડી નમન કરે છે, પિતે સારાભાઈ. માતુ૦



## સૌરીપુરનગરમાં રાજા સમુદ્રવિજયનો મહેલ.

રાણી શિવાદેવિ તથા સમુદ્રવિજય, શયનગૃહમાં
નિદ્રાવશ થયાં છે.

(રાણી એકદમ શય્યામાંથી જાગ્રત થઇ આમ તેમ જુવે છે. તે જોઇ સમુદ્રવિજય, રાણી પ્રત્યે પુછે છે.)

**સમુદ્ર**–પ્રિયા! કેમ આમ એકદમ ગાભરી બની શય્યામાંથી બેઠી થઈછુ?

**શિવાદેવિ**–પ્રાણનાથ! આ સ્થળે હમણાં મેં ઇંદ્રના ઇંદ્રાસન જેવી આકૃતિ જોઇ તે કયાં ગઈ.

**સમુદ્ર**–પ્રિયા! એતો કાંઇ આળ પંપાળ હશે. માટે તેનો વૃથા સોચ શું કરવો.

**શિવાદેવિ**–સ્વામિનાથ! સાંપ્રત સમયે મેં મારાં ચક્ષુથી જોયું તે શું ખોટુ?

**સમુદ્ર**–પ્રિયા! એતો કોઈ સ્વપ્ન હશે; માટે એની કીન્ચિત્ત માત્ર પણ ફીકર કરવી નહીં, કારણ કે, સ્વપ્ન હમેશાં ખરાં પડતાં નથી.

**શિવાદેવિ**–સ્વામિન્! આપ એમ જાણો છો કે મને સ્વપ્ન ખોટાં આવે ને તે વળી ખોટાં હોય?

**સમુદ્ર**–પ્રિયા અદ્યાપિ સુધી તો તારાં સ્વપ્ન ખોટાં પડયાં નથી. તો આ સ્વપ્ન પણ કેમ ખોટાં પડશે, પણ વારૂ પ્રિયા! તમે તે સ્વપ્ન વીશે શું જોયું, તે ત્વારાથી મને નીવેદન કર. કે જેથી

તારા મનનો પરિતાપ દુર થાય.

**શિવાદેવિ**-પ્રાણનાથ. મને બધાં મળી ચતુર્દશ સ્વપ્ન આવ્યાં છે.

---

સ્વપ્ન.

( નીચે પ્રમાણે કહી બતાવે છે. )

**( જુવો જુવો સ્વયંવર મંડપ જાનકીનો. ) એ રાહ.**

**ફેરબો.**

**શિવાદેવિ—**

સુણો સુણોરે સ્વામિનાથજી સ્વપ્ન માહારારે. ટેક.
નાથ મારારે નાથ મારારે, સુણો સુણો સ્વામિનાથ મારારે;
મેં આજે મોટાં જોયાં છે, રૂડાં ચૌદ શુપન;
શય્યામાંથી જબકી જાગી, પેખી પ્રતીમા મન, સુણો.
પ્રથમ હસ્તી રૂપે દેખ્યો, મહા મોટો બળવાન;
દ્વિતીએ મુખમાં પ્રવેશ કરતો, દીઠો મેં વૃષભાન. સુણો.
ત્રતિએ સિહલંકી જોયો, મુખમાં ચામર સાર;
ચતુર્થે માહાલક્ષમી દેવિ, રૂપનો જે ભંડાર. સુણો.
પંચમે પુષ્પની માળા પેખી, સુગંધી મય મનોહાર;
શષ્ટે ઈંદુ ગળતો જોયો, શિતળ વૃત્તાકાર, સુણો.
સપ્તમે સુર્ય પડતો જોયો, આકાશથી મુખમાંય;
ધ્વજા પતાકા અષ્ટમે દેખી, શી તેની શોભાય. સુણો.
નવમે કળશ રૂપા મયછે, જડિત્ર સરવે કામ;
દશમે પ્રિતિથી મે પીધો, પદ્મ સરોવર નામ. સુણો.

એકાદશમે ખીર સમુદ્ર, માહા મોટો ગુણવાન;
દ્વાદશે મેં દીઠું મોહોટું, દેવોનું વીમાન. સુણો૦
ત્રયોદશમે રત્નનો મેરૂ, પેઠો મુજ મુખ માંય;
ચતુર્દશીછે નીર્ધુમ અગ્નિ, લાગે મુજને પાય, સુણો૦
ચતુર્દશમે પ્રિતે પ્રેખ્યા, સુંદર સ્વપ્ન વિચાર;
પ્રાણનાથ પ્રિતે સંભળાવ્યો, સઘળો મે વિસ્તાર. સુણો૦

**સમુદ્ર—** વસંતતિલકા છંદ.

પ્યારી પ્રમાણ પડતાં, પ્રતિદીન પ્યારાં;
સારંગ સાર સરશે. સુખ સાર સારાં.
તારાં તમામ મુજને, સુખ સ્વપ્ન ભાશે;
આ સ્વપ્નથી સરસ, જે શુભ કાર્ય થાશે. ૧

અહો પ્રાણ વલ્લભે! આ સુપ્ન તો ઘણાંજ ઉતમકારી છે. કે જેથી તને આજથી નવ માસ પુર્ણ થએ ચંદ્રકાંતિ સ્વરૂપ જેવો ત્રૈલોકયનો નાથ, અને ભુતળને વિષે અતી પ્રકાશમાન હેવો એક પુત્ર તારા ઉદરથી ઉત્તન્ન થશે.

**શિવાદેવિ**–( અતિ હર્ષીત થઈને) મનમાં અહોહો!!! મારા જેવી ભાગ્યશાળી સ્ત્રી પૃથવી પ્રત્યે બીજી કોણ હશે કે જેની કુખને વિષે તીર્થંકર સ્વરૂપે જન્મ લઇ, મુક્તિ રમણીની સાથે પાણી ગ્રહણ કરનાર જન્મ લેશે.

**સમુદ્ર**–પ્રિયા! આ ઉત્તમ કાર્યમાં વિલંબ નહી કરતાં પ્રાતઃકાળ થવા આવ્યોછે, માટે આ શુભ પ્રસંગમાં જીનાલયમાં જઈ પ્રભુજી ની પ્રાર્થના કરીએ કે જેથી આ તને આવેલા સ્વપ્નનું ફળ

ફળીભુત થાય. આવા શુભ કાર્યાવસરે સત્વર જવુંજ જોઇએ.

**શિવાદેવિ**–પ્રાણનાથ! સત્ય કહોછો, ચાલો જઇએ.

(બને જણ ઉઠી જીનાલયમાં પ્રાર્થના કરવા જાયછે.)

---

## જીનાલયમાં.

(રાજા, તથા રાણી બંને સ્તુતી કરે છે.)

નથી આચરતો નથી આચરનો, ખરો ધર્મ નથી તું આચરતો.

(રાગ ઠુમરી.)

પ્રથમ જીનેશ્વર પાયે નમુ હું, (૨)
રીખવદેવ મુજ સ્વામીરે. ટેક.
મરૂદેવિ માતા, પિતા નાભીરાયા, [૨]
વિનીતા નગરીના નામીરે; પ્રથમ૦
ગો મુખ યક્ષ ચક્રેસ્વરિ દેવિ, [૨]
રિખવ લંછન પ્રભુ પાયારે. પ્રથમ૦
ભવ્ય જીવો પ્રભુ તારો નિયંતા, [૨]
ઘો સુખ સુરપતિ રાયારે; પ્રથમ૦
આપ સ્વામિ બહુ નામિ નિરંજન, [૨]
ભવ ભંજન ગુણ ભરીયારે. પ્રથમ૦
દ્વિ કરજોડી અર્જ ઉચરીએ, [૨]
પ્રભુજી મુક્તિ વરીયારે; પ્રથમ૦
કાર્ય ફળીભુત હમ તણું કરજો, [૨]

વિઘ્ન આવે પ્રભુ હરજોરે. પ્રથમ૦
પુત્ર પોતાના જાણીને જીનજી, [૨]
દુઃખ દહન દુર કરજોરે. પ્રથમ૦

( સુચીગૃહ વીશે. પ્રભુજીનો જન્મ સુણી ઈંદ્રાદીક આવીને ઓછવ કરયો તે જોઈ દાસી નીચે પ્રમાણે ગાય છે )

## રાગ બંજારા.

( મુજે ઈસ્કપરીને મારા, મુજકો છોડ ચલા બંજારા. )

પ્રભુ જન્મ સુણી જયકારી, સુચિ ગૃહ આવે છપન્ન કુમારી. ટેક.
ઈંદ્ર બેઠો તો નિજ આસનપર, જન્મ શુણી થયો તે ખુશભર;
દેવો બોલે જય જયકારી. ।સુચિ૦
ઈંદ્રે આવિ ઓછંગે લીધો, વળી જય જય શબ્દ કીધો;
જન્મ ઓછવ કરે ભારી. સુચિ૦
પ્રભુને ઈંદ્રાણી હુલરાવે, કેઇ નાચ કરે બહુ ભાવે;
કેઈ નીરખે ગોદ બેસારી. સુચિ૦
જીનને મુકયા જનુની પાશે, દેવ ગયા નીજ આવાસે;
ગુણ ગાતા પ્રભુના ભારી. સુચિ૦

**દાસી**—મનમાં, આહા! હા! હા!

આમ ઓછવ જોઇ કયાં સુધી ઉભી રહીશ. માટે ચાલ જલદી માહારાજા પાસે જઇ પુત્રની વધામણી દઊં. કે જેથી મારૂ જન્મનું દારીદ્ર દુર થાય. કદાચ, મારા ગયા પહેલાં મહારાજા ધીરાજને કોઇ પુત્ર જન્મની જાણ કરસે તો પછી થઈ ચુકયું, પછી

માહારી મેહનત બધી અકારત જશે, તો પછી મન કામના મનમાં ને મનમાં રહી જશે. માટે ચાલ જીવ દોડી જાંઉ. વળી આ વખત મહારાજા પણ સભા મધ્યે બીરાજેલા હશે. તેથી વસ્ત્રાલંકારથી મારૂ તો દારીદ્ર જતું રેહેશે. કારણ કે મોહોટા રાજાને ત્યાં હેવી રીતી હોય છે કે કોઇ સારી વધામણી લાવે છે તો તેને પોતાના પેહેરેલાં વસ્ત્રાલંકારો સહીત વધામણી લાવનારને અર્પણ કરી દેછે. તો મારૂ કામ કેમ નહી થાય; માટે ચાલ જીવ ત્વરાથી.

( એમ કહી સભામાં વધામણી કહેવા જાય છે. )



## રાજ્ય સભા.

રાજા સમુદ્રવિજય, તથા મંત્રિશ્વર, કોટવાળ વિગરે બીજા સભાસદો બેઠા છે. ત્યાં આગળ પછીથી દાસી પ્રવેશ કરે છે,

**ચોપદાર**–ઘણી ખમા! ધુરંધર મહારાજાધીરાજ સમુદ્રવિજય મહા રાજાને ઘણી ખંમા !! ( એમ કહી નકી પોકારેછે.)

**સમુદ્ર**–પ્રધાના.

**પ્રધાન**–આજ્ઞા માહારાજ.

**સમુદ્ર**–આપણા નગ્રમાં કોઈ પણ દુઃખી પુરૂપ તમારી દ્રષ્ટીએ પડે છે.

**પ્રધાન**–માહારાજા ધીરાજ આપના જેવા પ્રજાપાળ અને ધર્મી પુરૂષના રાજયમાં દુઃખ એ શબ્દ અદ્યાપી સુધી શ્રવણ કર્યો નથી.

**સમુદ્ર**–સત્ય કહોછો પ્રધાનજી, આપના ઉપર પરમાત્માની પુર્ણ કૃપાછે

**પ્રધાન**-મહારાજ, આપ જેવા મહા પુરૂષને ઈશ્વર કૃપા હોય તેમાં શી નવાઈ.

**રામુદ**-(કોટવાળ પ્રતી) આજે ત્રણ દીવશ થયાં દક્ષીણ ચક્ષુ કેમ ફરકયાં કરેછે વારૂ?

**કોટવાળ**-ગરીબપરવર, આપ જેવા મહાન પુરૂષની દક્ષીણ ચક્ષુ ફરકે તો પછી ન્યુનતા શી રહી મહારાજ નીશ્ચે આજ કંઈ શુભ સમાચાર મળવા જોઇએ.

**રામુદ**-કોટવાળજી સત્યછે જેવી ઇશ્વરની મરજી.

(પછી દાસી આવીને રાજા સનમુખ ઉભી રહી
સલામ કરી પુત્રની વધામણી દેછે.)

**દાસી**—

(મહારાજ માફ કીજીયે, ઓ આપકા કામહે.) એ રાહ.

મહારાજ અર્જ શુણીયે, ખુશીકી ખબરહે.
દાસીકી અર્જ માનીયે, વધામણી એહે. ટેક.
મુજબાઈ કુખે ઉપન્યોછે, પુત્ર રત્ન એક;
વધામણી મુને દીયેજી, રાજાજી વીવેક. મહારાજ૦ ૧
ઈનામ દીજે મુજને, રાજાજી આશહે;
હામ ઠામ દામ દેકે, કામ કીજીયે. મહારાજ૦ ૨
ખુશ બખ્શછે મુજ બાઇજી, કુંવરજી ખુશ હે;
ખબર કીજે નગ્રમાં પુત્ર બધાઈ હે. મહારાજ૦ ૩

( પુત્ર વધાઈ સાંભળી રાજા પ્રધાન પ્રત્યે કહેછે. )

ઇંગ્રેજી રાહ.

ઇનામ ઇનામ ઈનામ, ઘો દાસીને ઇનામ;
વધામણીમાં આપો એને ગ્રામ દશ ઈનામ. ટેક.
આભુશણ આપુ મારાં, દઉ બક્ષીશપુર;
બક્ષીશ એને આપો જલદી, નહી કરો સબુર. ઇનામ૦ ૧
વધામણી લાવી દાસી, કુંવર જન્મની;
દાશિત્વ તેનું દુર કરો, ઘો રાદ્ધિ ઘણી. ઇનામ૦ ૨

( પ્રધાન રાજા પ્રતી કહેછે. )

(ઇંદર સભાની ગજલ એ રાહ.)

હુકમ મુજબ હું કરૂછું, ઘો રજા મહારાજ;
અવર કામ હોય જોતો, ફરમાવીએ રાજ.
શેવક આપનો હાઝર આછે, દ્દી કર જોડી હાંય,
શીષ આપ ચરણે અરપુછું, હુકમ હોયજો રાય.

**સમુદ્ર વિજય**-પ્રધાનજી આ દાસીને પુષ્કળ ધન, વસ્ત્રાદીક, આભુશણો આપી ખુબ રાજી કરો, અને દશ ગામ ઇનામ કરી આપો કે, જેની ઉપજ તેના કુટંબના વારસો જયાં સુધી જીવે ત્યાં સુધી ખાયા કરે, અને તે ગામ ઉપર કોઈ હક નહી કરે, માટે તાંબા પત્ર ઉપર લેખ કરી, આપની મોહોરનો શિક્કો કરી આપો કે જેથી તેને કોઇ પણ હેરાન કરે નહીં.

**પ્રધાન**-આજ્ઞા મહારાજ હુકમ મુજબ તાબેદાર કામ ઉઠાવે છે.

(દાસીને બક્ષિશ આપીને પ્રધાનજી પોતાના
આસને આવીને બેસે છે.)

**સમુદ્ર**—પ્રધાનજી આ ખુશાલીની ખબર નગ્ર પ્રત્યે ઝાહેર કરાવો કેજે થી પ્રજા લોકમાં ઘણો હર્ષ થાય. તથા નગ્રને વિષે ઓચ્છ વ મંડાવીને, ગરીબ લોકોને અન્ન, વસ્ત્રાદીક આપો, જાચક- લોકોને દાન આપી ખુશ કરો, કે જેથી આ સુભ પ્રસંગે આ ખા નગરમાં જય જય શબ્દ થઇ રહે, વળી હમણાંને હમણાં રાજ સભાના અધીકારીઓને અમુલ્ય સરપાવ કરો.

**પ્રધાન**—આજ્ઞા મહારાજ.

**સમુદ્ર**—(કોટવાળ પ્રતી) તમે પણ જલદીથી લસ્કરનો બંદોબસ્ત કરી કવાયત કરાવી નીશાન ડંકા વગડાવો, હસ્થીઓ શણગારી નો- બતોનો ઘોષ કરાવો. સુંદર વાજીંત્રો વગડાવી નગ્ર વીથે અ- શોકપલ્વના તોરણો લટકાવો. વારાંગના પાસે નાટય કરાવો. સ્થળે સ્થળે માંડવાઓ રોપાવી ઉપર જય જય થાઓ, એવા શબ્દ લખી કમાનો ચોડાવો, ઠામ ઠામ તમાશા કરાવી નગ્ર વીથે આનંદ વર્તાવો.

**કોટવાળ**—આજ્ઞા માહારાજ. સત્વર જઇ એજ કામ કરીએ છીએ.

(પ્રધાન, તથા કોટવાળ બંન્ને ત્યાંથી ઉઠીને નગ્રમાં બંદોબસ્ત
કરવા જાય છે, ને સભા બરખાસ્ત થાય છે.)

——0✻0——

# સોરીપુર નગ્ર લીલા નિચે પ્રમાણે.

( બનજારા ) એ રાહ.

દેખો અજબ સેહેર એ ભારી, નગ્રી સોરીપુરી સણગારી;
ઘેર ઘેર ધવળ મંગળ ગાવે, કુમ કુમ ચંદન હાથા લગાવે;
બંદીજન કરે સુખકારી, નગ્રી સોરીપુરી શણગારી. ૧
જાચકને દાન બહુ આપે. વળી દુઃખીયાના દુઃખ કાપે;
નેકી એક ધરમની ધારી; નગ્રી સોરીપુરી સણગારી. ૨
ધ્વજા પતાકા ચોંડી સારી, વળી કામ કર્યું બહું ભારી;
ચિત્ર ચિત્રાવ્યા મીણાકારી; નગ્રી સોરીપુરી સણગારી. ૩
ગિડ ગિડ નોબત ડંકા વાજે, વળી સાદે શરણાઇ છાજે;
ઢોલ દુંદુભી દડદડદારી; નગ્રી સોરીપુરી સણગારી. ૪
નવ નવા નાટીક થાવે સારાં, વાજીંત્ર વાગે બહુ પ્યારાં;
જન્મ ઓછવ થાયે ભારી; નગ્રી સોરીપુરી સણગારી. ૫
લોકો જય જય શબ્દ કહાવે, ગુણ નેમ કુંવરના ગાવે;
ફુલે પુજે નગ્રની નારી; નગ્રી સોરીપુરી સણગારી. ૬
એમ કરતાં ઘણાં દીન જાવે, માત પીતાને હર્ષ ન માવે;
થયા મોટા નેમ ઉપકારી; નગ્રી સોરીપુરી સણગારી. ૭

(સમુદ્રવિજય રાજાના મહેલમાં રાણી શિવાદેવિ પ્રભુ નેમનાથને ઉલરાવે છે. તેનું વર્ણન.)

( માત અંબીકાએ મુને વચન આપીયું ) એ રાહ.

વાધે નેમ જીનેશ્વરરે, જેમ દ્વિતિનો ચંદ;
જાદવજી મન મોહતા, મોહન વલ્લી કંદ.

માત શિવાદેવિને, હર્ખ બહુ થાય;
લક્ષણ રૂપ કળા જોઈ, ગુણ તેના ગાય. ૨
થગન મગન પગલાં ભરે, ટગ મગ જુએ માય;
મુખ થકી હસ્તો સદાને, શામવર્ણી કાય. ૩
પંચ રત્નની ટોપીં પેહેરી, ઉર મોતનકો હાર;
કાને કુંડળ જળ હળે, સોહે સવી શૃંગાર. ૪
કટી કંદોરો વાંકડો છે, કર બે કલ્લીઓ,
અંગુઠી ઓપે આંગુળીયે, પાયે ઘુઘરીઓ. ૫
ખીણ માતા ખોળે લીયે, ખીણ રૂદય સાથ;
ખીણ ખંધોળે બેસારી, રાખે વળી પાસ. ૬
ખીણ પોઢાડે પારણે, બેન હાલરવું ગાય;
અનુક્રમે પ્રભુ નેમજી, એમ મોટા થાય. ૭

---

## મથુરા નગ્રીમાં.

### ઉગ્રશેન રાજાની સભા.

રાજા ઉગ્રશેન, બળરામ, શ્રીક્રશ્ન, કૌષ્ટુકી, તથા જાદવ
વીગરે.

**ઉગ્રશેન**--સર્વ જદુ વંશી ભાઇઓને વિનંતી પુર્વક નીવેદન કરવામાં આવે છે તે એકાગ્ર ચીતે સાંભળી, તે વીશેનો વીચાર અતરે પ્રગટ કરશો.

ભાઈઓ આપણુા જદુવંશી ઉપર એક મોટો શત્રુ ઉત્પન્ન થયે. છે તે કોણ છે? તે તમો જાણુતા નહી હો તે હું પ્રગટ કરૂં છું.

આજે રણુસંગ્રામમાં શ્રી કૃષ્ણે એ જરાસંધનો જમાઈ જે કંસ તેને શીરના કેસથી ઝાલી યમપુરી તરફ વિદાય કર્યોછે. કંસ મુવો હેતું જાણી તેની સ્ત્રી જીવયાસા અતિ ક્રોધા યુક્ત થઈ તે અવસરે માહારી સમક્ષ હેવી પ્રતીજ્ઞા લીધીછે કે, જયારે મારો પ્રાક્રમી પિતા જરાસંધ મથુરાં નગ્રીને ઘેરો ઘાલીને બળરામ, શ્રી કૃષ્ણ, તથા જાદવો સહીતનો નાશ કરશે ત્યારેજ હું મારા પતિની ક્રિયા કરીશ, હેવીજ રીતે સોગન પણ તેના પિતાની સમક્ષ ખાઇને પણ લીધુછે. વાસ્તે જરાસંધ તેની પુત્રિનું વચન પાળી જમાત્રનું વહેર વાળવા, યુદ્ધ કરવા આવ્યા વગર રહેનાનો નથી.

વળી હાલના કાળમાં જરાસંધ રાજા માહા .મોહોટો બળીઓ અને જોરાવર ગણાય છે, માટે તેનાથી જદુ કુલનો બચાવ શી રીતે કરવો. તે હું આપ સર્વે ભાઇઓની સલાહ લેવા માગુછું.

**બધા જાદવો**--માહારાજા આ વીશે હમારી એકે ધ્યાન બેસતીનથી કે શું કરવું ને કયાં જવું, ફકત હમારી મરજીમાં એટલુંજ આવેછે કે આ વીશેનો વીચાર માહા પંડીત ક્રોષ્ટુકીને પુછવું કે જેથી તેમનો સઘલો વીચાર દર્શાવશે,

**ઉગ્રશેન**=(ક્રોષ્ટુકીને પુછેછે) આ વીશે તમારી શી ધ્યાન બેસેછે. તે ત્વારાથી મેહેરબાની કરી જણાવો: કે જેથી હમે હમારો બચાવ કરીએ.

**કોષ્ટીકી**–હે રાજન, આ શ્રી કૃષ્ણ ને બળરામ, એ બે છોકરા ભર્ત-
ભુમિના સ્વામી થવાના છે, પરંતુ મનુષ્યનુ ભાગ્ય ઉદય થવું
એ ક્ષેત્ર તથા કાળના ઉપર આધાર રાખેછે. માટે મારા વિચા
ર પ્રમાણે હમણાં તમે પશ્ચિમ દીશાના સમુદ્ર કીનારા ઊપર
એક મહોટુ સ્થળ છે ત્યાં પોતાના પરીવાર સહીત જઇને-
રહો.—

ને એ સ્થળને વીષે, સત્યભામાને બે પુત્રનો જન્મ થાય, તેજ
સ્થળે રાજધાની કરજો.

( એથી તમારા મનનો મનોરથ પુરણ થશે. )

[ પછી ઉગ્રશેને કૌષ્ટુકીનો સારી રીતે સત્કાર કરી વિદાય કર્યો. ]

કૌષ્ટુકીને વિદાય કર્યા પછી પોતાની સમગ્ર પ્રજાને લઈને ગા
મ બહાર પસ્તાનું કર્યું, ને પછી સારા સુકન થયેથી માર્ગે વહન
કરવા માંડયું. કેટલેક દીવસે પરીભ્રમણ કરતા, કોષ્ટુકીએ કહેલા સ્થ-
ળે આવી નીવાસ કર્યો. પછી ત્યાં આગળ સત્યભામાના ઉદરથી
બે રત્ન રૂપિ પુત્રની ઉત્પત્તિ થઇ. પછી દેવોની આજ્ઞાથી સમુદ્રા
ધિષ્ટાયકને પ્રશન કરવા કૃષ્ણે અઠમતપ કર્યો તેથી સમુદ્રનો અધિપતિ
સંતુષ્ટ થઈને પોતાની સાથે અમુલ્ય રત્નો લાવી કૃષ્ણની પાસે
મુકયાં. ને બોલ્યો કે સ્વામીન! હું તમારી આજ્ઞા માફીક કરવા-
ને તૈયાર છું. (એવો જવાબ સાંભળી શ્રી કૃષ્ણ સમુદ્રાધિપતિ
પ્રત્યે કહે છે.) હે સમુદ્રાધિપતિ! આ સ્થળે મારે એક ઉત્તમ ન
ગ્રી રચવી છે, માટે કોઇ સારી જગા શોધી આપો. [ એવું કૃષ્ણ-
નું બોલવું સાંભળીને સમુદ્રાધિપતિએ તેજ વખતે એક ઉત્તમ સ્થળ

શોધી આપી તેની સાથે પન્ચ જન્ય સંખ તથા કૌસ્તભ મણી આપી પોતાના શેવકો સહિત અંતર ધ્યાન થયા. પછી ઇંદ્રની આ-જ્ઞાથી વૈશ્રવણે તેજ ઠેકાણે એક રાત્રિમાં દ્વારકા નામની નગ્રી રચી દીધી તેને ફરતો વ્રજનો કોટ કર્યો, મોટા ઝરૂખા બાંધ્યા. ને તેનો ઘુરજો એટલો તો ઉંચો કરયો કે જાણે ગગનથી વાતો જન કર-તો હોય. વળી દરવાજાની ભીંતો મણી માણક ઇત્યાદીકથી જડી લીધી. બીજી યુક્તિ તરેહ તરેહની કીધા પછી વૈશ્રવણની આજ્ઞા-થી બીજા યક્ષો તથા દેવોએ મળીને તે નગ્રી ઊપર સાડાત્રણ દી વસ સુધી રત્નોની વૃષ્ટિ કરી. ત્યાર પછી સમુદ્ર વિજય રાજાએ શ્રી કૃષ્ણને ત્યાં આગળ દ્વારિકા નગરીનો રાજ્યાભિશેક કરયો. આ-સ પાસ બાગ, બગીચા, ફુલવાડીઓની એવી તો રચના કરી કે તે-નું વર્ણન કોઈ કવિથી પણ થઈ શકે નહીં. પછી તે નગરીને વીષે પહાડ, પર્વત, વન વગેરે ગંમતોવાળી જગ્યામાં બળરામ, શ્રી કૃષ્ણ, તથા અરિષ્ટનેમી, વીગેરે અન્ય જાદવો સહીત ક્રીડા કરવા લાગ્યા. તથા પ્રજા લોકો પણ અનેક તરેહના સુખ ભોગવી આનંદ કર-વા લાગ્યા.

( દ્વારિકા નગ્રીમાં નેમનાથ બાળકો સાથે રમવા નિકળેછે તે વખત નગ્રીનો દેખાવ. )

## ( ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ. )

રૂડું દવારામતી આ શેહેર, સોભા સારીરે;<br>
માંહે વશે છે જદુપતિ રાય, માહા ઉપગારીરે.

સોહે કનક કાંગરા કોટ, બહુ મુલ ધારીરે;
દરવાજે જડયા છે જંત્ર, મજબુત કારીરે.
શીહાર બની છે બેશ, સીધી સડક છેરે;
કાચ મહેલ તણો નહી પાર, અતિ ચમકે છેરે.
છપન્ન કોટી જાદવના વૃંદ, માંહી વસે છેરે;
રાજ કરેછે કૃષ્ણ નરેંદ્ર; ચતુર્ભુજ એ છેરે.
સાહેર રક્ષા કરે ચોમેર, દ્વારિકા નગરીરે;
નગ્ર પુંઠે ફરે દરરોજ, સુદર્શન ચક્રીરે.
નાહાના બાળક સાથે નેમ, રમવા જાવેરે;
છે આયુદ્ધ શાળા એમ, વેગે આવેરે.
આ યુદ્ધ ઝાલવા મન, નેમને થાયેરે;
બાણ, સંખ, ગદા ને ચક્ર, નેમજી સાહેરે.

(નેમનાથ બળ કરી હથીઆરો ઊપાડેછે, તે જોઈ કૃષ્ણની
આયુદ્ધ શાળાના રક્ષકો તેમને આયુદ્ધ ઝાલવાને
અટકાવ કરેછે.)

(મુશકેલછે ખાવીન હેવો મળવો જામીન) એ રાહ

મુશકેલછે ઓ શામ, ન કરો સાહસ કામ;
આયુદ્ધ આ ઝાલવાનું કૃષ્ણનુંછે કામ. ટેક.
મત હલાવો નેમ, કહ્યું ન માનો કેમ;
ઉપાડેથી વીઘ્ન થાશે, ભાસ્યું મુજને એમ. મુશકેલ૦
પણ ન માન્યું તેહ, ઊપાડી ગદા એહ;
આકાશ તર્ફ ફેરવીને, ભુમી પટકી તેહ. મુશકેલ૦

સારંગ લીધુ હાથ, ચઢાવી તેની ચાંપ;
ચક્ર ભમાડીને કીધો, પન્ચજન્ય નાદ. મુશ્કેલ૦

શંખનો શબ્દ થવાથી દ્વારિકા નગ્રિમાં થતો કોળાહળ.

[સહીયર દુઃખ શું દાખવું] એ રાગ.

શંખ શબ્દ થએ ક્ષોભીઆ, મ્હોટાં સાગર સાર;
ગજ બંધન ત્રોડી નાશીયા, ત્રોડી નાઠા તોખાર. શંખ૦
અબળા બાળક રૂઠી રહી, પિયુ (૨) કરે પોકાર;
ગોવીંદ ગોવીંદ સૌકો કરે, હરવા દુઃખનો પાર. શંખ૦
મહીધર મ્હોટા ગડગડયા, ભુમીને થયો કંપ;
દેવ લોકોના દેવતા. તેને પેઠી અઝંપ. શંખ૦
સુર્ય ચંદ્ર ઝબકી જાગીયા, મેઘ મુશળ ધાર;
નેમી શંખ પુર્યા થકી, થયો હાહાકાર. શંખ૦
શંખ શબ્દ શ્રવણે શુણિ, કહે કૃષ્ણશું આજ;
હૃદયે વીમાશે અતિ ઘણું, કો લેશે મુજરાજ. શંખ૦
રાજ જવાના ભય થકી, થયો અંગે પરિતાપ.
ટાળે અતી ઉપચારથી, પરિતાપ સંતાપ. શંખ૦

(અનુચરે આવી બળરામ પાસે નેમે સંખ પુર્યાની વધામણી દીધી તેથી સભા મધે બળરામ શ્રી કૃષ્ણ પ્રત્યે કહે છે.)

(ઇંદ્ર સભાની ગજલ) એ રાહ,

સાંભળી સારંગ વાતડી, બલભદ્ર બોલ્યા તામ,

બંધવ તમારો નેમજી, એછે એનું કામ;
રાજ તણું કામ નહી, કરસે બહુ ઉપગાર;
ભવ્ય જીવો તારશે એ, ધર્મનો દાતાર.

(નેમનાથ રમતાં રમતાં કૃષ્ણની સભામાં આવે છે તે
વખત નેમને આવતા જોઈ શ્રી કૃષ્ણ આદર
સહીત બોલાવેછે.)

(શ્રી જગતપતિ.) એ રાહ.

હસ્તા આવે નેમ, બેઠી છે સભા તેમ;
નજીક પાસ નેમ દેખી, બોલે કૃષ્ણ એમ. ટેક
આવો આવો કહે મોરારી, ભલે પધાર્યા નેમ,
તુમ સંગાથે બહોત સગાઇ, ભુલી જઈએ કેમ. હસ્તા૦
તુજ મુખ દેખી હૈડુ હરખે. શીતળ થાયે કાય;
વધુ બળ આપણ પરખીજે, સભા કેરી માંય. હસ્તા૦

(પછી કૃષ્ણ પ્રત્યે નેમ કહેછે.)

રાહ ઉપરની.

બળ પરખવું હોય રાયજી, ચાલો શાળા માંહ્ય;
તમ હમ સંગે જુદ્ધ લઢંતાં; લોક હસારત થાય. હસ્તા૦
લોક હસારત થાય કહાનજી, વઢતાં ખોઇએ માન,
બાહુ પસારો નાથ ગોપીના, કરશું જેમ કમાન. હસ્તા૦
હરખ ધરીને હાથ પ્રસાર્યો, ગોવધન ગુણવંત;
કમળ નાળ પેઠે વાળ્યો તે, વેગે શ્રી ભગવંત. હસ્તા૦

પ્રભુ નેમજી કર લંબાવે, વાળે ગોપીનાથ,
જોર કરે પણ જરા ન હાલે, હેવો રાખ્યો હાથ. હસ્તા૦
તવ કૃષ્ણજી મનમાં ચિંતવે, બાળક બળ અસંખ્ય;
રાજ લીએ તે રખે માહેરૂં, મનમાં આવી સંખ્ય. હસ્તા૦
સહુ હવે તેને પરણાવું, કરી કાંઇ ઉપાય;
પરણ્યા પછી પુરૂશનું, બળ ઓછું થાય. હસ્તા૦
પ્રભુનાં લગ્ન કરવા સારૂ, કૃષ્ણે કર્યો ઉપાય;
ગોપાંગના શૃંગારવા, મેહેલ આપના જાય. હસ્તા૦

## કૃશ્નનું અંતઃપુર,

(કૃષ્ણ પોતાની રાણીઓને નેમનાથ પાસે વીહવા મનાવવા,
મોકલેછે તે વખત શૃંગારનો દેખાવ. )

(રાજાએ પ્રજાને પુત્ર ગણીને પાળવી.)

ઝીંઝોટીનો દાદરો—એ રાહ.

કૃષ્ણ કહે નીજ નારીયોને, નેમ મનાવો;
સહુ સમજાવીને, વિહવા કબુલ કરાવો— ટેક.
શૃંગાર સર્વ પહેરી જાઓ, નેમની કને;
હાવ ભાવથી તમો, મોહ પમાડોને, કૃષ્ણ૦
જાવો તમે જલદી જઈ. મનાવો નેમરાય;
બળ કમતી નહી થશેતો, શી રીતે રહેવાય. કૃષ્ણ૦

ગોવિંદ તણી ગોરડીછે, ઉર્વશી સમાન; .
ચાલ ચાલે હંસની, ચોસઠ કળા નીધાન, કૃષ્ણ૦
શેષ નાગ સખી વેણી, વદન શારદચંદ;
શુક નાશીકા સોભતી, આપે પરમાનંદ. કૃષ્ણ૦
કંઠે મુકતા માળા પેહેરી, દાંત દાડીમ કળી;
અણીઆળી રૂડી આંખડી, અધરહીરા અમુલ, કૃષ્ણ૦
સરલી બેહુ બાંહ્યડીછે, કર અતિસુકમાળ;
નારંગી સમ બે સ્તન દીસે, નાભી મંડલ વિશાળ. કૃષ્ણ૦
મૃગ નયણી સિંહલંકી. ઉરૂ કદલી થંભ;
સ્વર્ગ લોક જેવી બની, ઉર્વશીને રંભ, કૃષ્ણ૦
વેણીએ બાંધ્યો ગોફણો, રાખડી રત્ન અમુલ;
શારે સેંથો હીરે જડયો, ફુલીનું નાડી મુલ; કૃષ્ણ૦
કાને ઝાલ ઝબકી રહી, ગાલે પદકડી;
નાકે મોતી ઝલકતાં, વાળી હીરે જડી. કૃષ્ણ૦
બાહે બાજુબંધ બેરખા, ઉર નવસર હાર;
કટીએ ઝણુકે ઘુઘરી, કર સોવન ચુડી સાર. કૃષ્ણ૦
પેહેર્યા નેપુર પાયે ઝણુકે, લીલા ચંગા અંગ;
પીતાંબરની ફાલી પેહેરી; અંગ સુર્વણ રંગ. કૃષ્ણ૦
ચુંદડીઓ ચટકાળી પેહેરા, કંચુકી નવ રંગ;
શૃંગાર સર્વે પેહેરી આવી, જ્યાં છે નેમ નગીન. કૃષ્ણ૦
સેહસ બત્રીસે સામટી, નારાયણની નાર;
નેમં કુંવર નીરખે ઘણું, તતખીણ વારોવાર. કૃષ્ણ૦

( નેમનાથ ભોજાઇઓ સહિત જલક્રીડા કરે છે, તે વખતે ગોપાંગનાઓ નેમને વિહવા મનાવવા આગ્રહ કરે છે. )

[ રાગ. બીહાગની ગજલ. ]

સરોવર નીર ઉછાળવા, પેઠી નેમને સાથ;
શીતળ નિર ઉછાળતી, વળગી હાથો હાથ.
રૂપવતી ચટકાળીનો, ચોળીંથી ઉતરે રંગ;
રાસ રમે ટોળે મળી, હરી મળીને સંગ.
કુમ કુમ ચંદન છાંટતી, આવે નેમની પાસ;
બાંગડ બોલે બોલતી, કરવા લાગી હાંસ.
હાંસ સર્વે કરવા લાગી, નેમને ભીડતી અંગ;
દેવર વચન માનીને, કરો નારીનો સંગ.

( પછી સત્યભામા મોં મલકાવી નેમનાથ પ્રત્યે વચન બાણની વૃષ્ટી કરે છે. )

( સ્વામી મારા છો સોહામણા ) એ રાહ.

સત્યભામા સામી રહી, આપે ફોફલ પાન; (૨)
દેવર પરણવું માનીએ, આપો હમનેજી માન. (૨) ટેક.
કહ્યુંરે માનો મારા વાલમા, નારી વિણ ઠાલા નર; (૨)
ઘણું ઘણું શું કહું સાહીબા, નારીવિના નર ખર. (૨) સત્ય૦
નારી વિના નર હીજડા, તેનું શું ચાલે જોર; (૨)
પરણ્યા હોય તે માનવી, પીટયા કુંવારા ઢોર. (૨) સત્ય૦
નેમ કહ્યું માનો માહરૂં, કયાં કરો મન જોર; (૨)

દાઝ દીયરજી આવે ઘણી, તુમ પર નથી હમ જોર. (૨) સત્ય૦

(સત્યભામા બોલી રહ્યાં એટલે વળી રૂક્ષમણી બોલી ઉઠેછે.)

(રાહ. ઉપરની.)

રૂક્ષમણી ચાંપા ફુલનો, ટોડર ગુંથતી જાય; (૨)
જીનની વેણી સમારતી, મસ્તક ઉપર હાય. (૨) રૂક્ષમણી૦
રૂપ નીહાળે નાથનું, વિંઝણે ઢોળે વાય, (૨)
વિનય કરી પ્રભુજી તણા, પખાળે દોયે પાય. (૨) રૂક્ષમણી૦
દેવર દીલમાં આણીએ, વિનતડીનો વેદ, [૨]
જો સોભાગી સરજીઆ, તો મત કરજોજી ખેદ. [૨] રૂક્ષ૦
દેવર દેરાણી હમ તણી, લાવો કરી ઘર નાર; (૨)
મંજન ભોજન સુંદર થશે, ઘરનો ઉતરશે ભાર. (૨) રૂક્ષ૦
રૂદય બળે તેથી કહું, મન મનાવા માટ, (૨)
એકવાર સામુ જુવો, બોલો નહી શા માટ. [૨] રૂક્ષ૦
સગે વહાલે ગાવા કોણ જશે, નારીવીના કોણ આંય. (૨)
નહીં પરણોતો નેમજી, તુમ ફજેતી બહુ થાય, [૨] રૂક્ષ૦
તમારા ભાઇ શ્રી કૃષ્ણછે, તેમને કેટલી નાર; [૨]
એક સ્રીને પરણુતાં, શો કરોછો વિચાર, (૨) રૂક્ષ૦

(રૂક્ષમણી બોલી રહ્યા પછી, લક્ષ્મીજી હાવ ભાવ કરી, નેમનાથ પ્રત્યે કહેછે,)

(ગુરૂ ગોવિંદની રાહ.)

માનો માનો દેવર મારી વાત, પરણો એક નારીરે;

સોધી લાવે ગોકુળનો નાથ રંભા રૂપ સારીરે,
તેની સાથે કરો સુખચેન, અતિ ઉમંગેરે;
દેવરમાનો હમારૂં વેણુ, થશો સુખી અંગેરે;
નારી વિના નચાલે લગાર, આપણા કુળમાંરે,
ઈજ્જત કુળ તણી આ વાર, મળી જશે ધુળમાંરે,
માટે દેરાણી લાવો આજ, રમે હમ સંગેરે;
એથી સરશે તમારૂં કાજ, રેહેશો વળી રંગેરે.
જો લગ્ન ન કરશો નેમ; જગતમાં શું કેહેશેરે;
વ્યંઢલ જાતે હશે કે કેમ, પરણી શું કરશેરે,
દીયર મેહેણાં કરો દુર આજ, જીગતના ખાલીરે,
વિહવા માની કરો સુભકાજ, વજડાવો થાળીરે.

( લક્ષ્મિજીનું બોલવું પુરૂં થયું તેટલામાં જાંબુવતી
જોરથી બોલી ઉઠે છે )

"સ્વામી માગ છે સોહામણાં" એ રાહ.

જાંબુવતી જમણી રહી, બોલે હળવા બોલ; (૨)
મુખે બોલી મટકા કરે, વાવરતી તંબોળ. (૨) જાંબુ૦ ૧
નારી વિના ગૃહ બંધ રહે. ભેટયો પાછી જાય; (૨)
જો ઘેર પરણી હોયતો, બેહુને સુખ થાય. (૨) જાંબુ૦ ૨
નારી વિના નવિ માનીયે, પુરૂશનો અવતાર (૨)
કે નવી માનીએ આળસું, કોણુ નીરવાહે ભાર.(૨) જાંબુ૦ ૩
સેહસ્ર બત્રીશે ભોજાઈછે, નેમ તમારે શુજાણુ; (૨)
સઘળુ ખરચ તમને પુરશે, જેછે જદુપતિ કાન. (૨) જાંબુ૦ ૪

પુરૂસેં પાશ પરણ્યા પછી, માગે ચરણાને ચીર; (૨)
શાળીદાળી ગૃત ઘોલણા; સોળે સૃંગાર શરીર. (૨) જાંબુ૦ ૫
સૃંગાર માગે શરીરના, ના આપેતો પછી વાત; (૨)
લોક તમાસા જોવા મીલે, જુયે નાતને જાત. (૨) જાંબુ૦ ૬

(આટલા વચનથી પણ નેમ પ્રભુ ડગ્યા નહી, પણ ભોજાઈઓ
ના બોલ સાંભળી હસવું આવ્યું તેથી શ્રીકૃષ્ણની
સ્ત્રીઓએ વિવાહ માન્યો માન્યો એમ
કહી શીદ્ધ કર્યું.)

## દોહરો.

કૃષ્ણ કામીની સામટી, બોલે બોલ અનેક;
નેમ વૈરાગી મૌન રહી, ઉત્તર ન આપે એક. ૧

( કૃષ્ણ મહારાજની ગોપાંગનાઓ કૃષ્ણ પ્રત્યે નેમનાથના
વિહવાની વધામણી કહેવા આવે છે.

( સરકાર મારૂ કીજીએ આ આપકા કાગ હે. ) એ રાગ.

છે વધાણી ઓ સ્વામિ, નેમ લગ્નની;
વિહવા માન્યો નેમજીએ, વાર થઇ ઘણી. ટેક,
હર્ખે હરિને વિનવે, વિહવા મલ્યોજી આજ;
પરણાવવા નેમ કુંવર, હર્ખ્યાં જાદવરાજ. છે વધામણી૦
ડંકો દીધો દેશમાં, કરવા બધાને જાણ;
નેમ કુંવર પરણશે, કરૂં છું સૌને જાણ. છે વધામણી૦

નેમનાથનો વિહવા કરવા શ્રી કૃષ્ણ ઊગ્રસેનને ત્યાં આવે છે, )

( ઓખા હરણનો. ) રાહ.

હરખ્યા જાદવરાજ જે વારે, આવ્યાં ઉગ્રસેન દરબારે;
ઉગ્રસેન પુછે શિર નામી, શે કારણ પધાર્યા છો સ્વામિ.
(કૃષ્ણ) તુમ ઘર રાજુલ કુળ સીણગાર, મુજ બંધવ નેમ કામ અવતાર;
બેહુનું રૂપ સરખુ કહીએ, દોનું પરણે તો બહુ સુખ લહીએ.
બંનેનું મળે જોડુ જો સારૂં, તો ઘરસુત્ર સોભેજી હમારૂં.

**ઉગ્રસેન--** ( રાહ ઉપરનો. )

કહે ઉગ્રસેન વાત છે સીધી, હરી વાત મેં સારમાં લીધી;
શ્રાવણ શુદી છઠ્ઠ ભલેરી, જાન લાવજો જાદવ કેરી.
કૃષ્ણ ત્યાંથી ઉઠયા રજા માગી, આવ્યા ઘેર પોતાના સોભાગી:
પછી જાદવ જાન સણગારી, તે સંભળાવું છું વિસ્તારી.

( શ્રી કૃષ્ણ ઉગ્રસેનને ત્યાંથી આવી નેમનાથના લગ્નની તૈયારી કરે છે. ]

( સ્વામિ મારા છો સોહામણા. ) એ રાહ.

કૃષ્ણ વિહવાની સજાઇ કરે, પણાવવા નેમનાથ; (૨)
રોપ્યા વિહવાના માંડવા, મોહોટા ઓછવ સાથ. (૨) કૃષ્ણ૦
મોદિક મિઠા બનાવિઆ, પુરી ખાજા ને પાક. [૨]
બદામ ચારોળી લાવીઆ, પસ્તા ને દુધપાક. (૨) કૃષ્ણ૦
દ્રાક્ષ અખોટ અંજીર છે, શ્રીફળ કદળી સાર; (૨)
પકવાન કીધા અતિ ઘણા, ગૃત ગોળ સુખાહાર. (૨). કૃષ્ણ૦
ઘણા મેવા ફળ મુકીયા, બેઠી તે લાંબી પાંત; (૨)

જે જોઇએ તે હાજર કરે, પોહચે પીરસ્યાની ખાંત, (૨) કૃષ્ણ૦
શાળી દાળી ઘ્રત ઘોલણા, વડા વેઢમી ખાંટ; (૨)
મોટા માંડા મુકીયા, ઉપર ગોરસ માટ. (૨) કૃષ્ણ૦
નાના કરતાં પિરસે, જમાડયું જદુકુલ. (૨)
કેશરનાં કર્યાં છાટણાં, ઉપર સૌને તંબુલ. [૨] કૃષ્ણ૦
બત્રિસ સહસ ગોપાંગનાં, જાને દસે દસાર; [૨]
છપનક્રોડ જાદવ તણો, ચાલ્યો સૌ પરિવાર. (૨) કૃષ્ણ૦
સમુદ્રવિજય શિવાદેવીના, પહોચ્યા વંછિતકોડ (૨)
નેમકુંવર ઘોડે ચઢયા, લાવવા પતિ જોડ [૨] કૃષ્ણ૦
ઢોલ દદામા દડદડી, માંદલનો ધૌંકાર. [૨]
નાટીક થાયે રૂયડું, ધવલ મંગલ જયકાર (૨) કૃષ્ણ૦
જાચકને દાન બહુ દીએ, જીન મુખ દેખી હર્ખાય. (૨)
રત્ન મુગટ શીર સોભતો, છત્ર ચામર સોહાય. [૨] કૃષ્ણ૦
જરકશી જામો પેહેરીયો, ઉપર દોશાલો સાર. [૨]
કરે બાજુબંધ બેરખા, ઉર નવસરો હાર. [૨] કૃષ્ણ૦
કાને કુંડળ ઝગમગે, બાંધી શીરપર મંડીલ (૨)
શિરપેચ બાંધ્યો સોહામણો, મુદ્રીકાનું નહી મુલ. (૨) કૃષ્ણ૦
કટીએ કમરપટો બાંધીઓ, શિરોઈની તલવાર; [૨]
કંચન તોડા પહેરીઆ, નીજ ચરણમાં સાર. (૨) કૃષ્ણ૦
તોરા કલગી ખોશીઆ, તવ કૃષ્ણે કીધી શાન [૨]
રાધીકાએ આંજી આંખડી, દીધાં ફોફળ પાન. [૨] કૃષ્ણ૦
જાન સજાવી આવીઆં, ઉગ્રશેનને દરબાર. [૨]
પશુડાં ત્યાં આક્રંદ કરે, નેમે સુંણ્યો પોકાર. [૨] કૃષ્ણ૦

( શ્રી કૃષ્ણ પ્રત્યે ઇંદ્ર મહારાજ નેમનાથ નહીં પરણે તે વિષે સુચના કરેછે.)

**ઇંદ્ર**–(હે શ્રીકૃષ્ણ) તમે પેહેલેથીજ આવા સંકલ્પ વિકલ્પ કર્યા કરો છો !

નેમીશ્વર ભગવાન કદી પણ પાણી ગ્રહણ કરનાર નથી; કારણ કે તે આ ભારત ભુમીને વિશે બાવીશમાં તીર્થંકર થવાનાછે. વળી તમોને બાર પર્ષદાની સમક્ષ જીનેશ્વરછે એવી ખાત્રિ કરી આપશે વળી જગતને વીશે પરિભ્રમણ કરનાર પ્રાણીઓને દુઃખ રૂપી સંસાર સાગરથી કાઢીને સુખરૂપિ નૌકામાં બેસાડી ભવો ભવનાં પાપ કરમ દુર કરીને આક્ષણભંગુર દુનીઆંથી તારીને પારપમાડસે. વળી જેનું બાહુ પ્રાક્રમ અતિ જોરાવરછે. હેવા શ્રી નેમીશ્વર ભગવાન સંસાર અસાર જાણી રાજ્ય તથા સ્ત્રીને ગ્રહણ કરનાર નથી, એવું એકવીસમા તિર્થંકર શ્રી નમીનાથ પ્રભુ કહી ગયાછે.

(ઉગ્રશેનના મેહેલના ઝરૂખામાંથી રાજુલ નેમનાથની જાન આવતી જોઈ પ્રભુનું રૂપ દેખી મોહીત થઇ સખી પ્રત્યે નેમનાથનાં વખાણ કરેછે.)

**(સહીયર દુઃમ શું દાખવું.) એ રાહ.**

રાજુલ ગોખે ચઢી કરી, નીજવર રૂપ પેખંત,<br>
જવ દિઠો જીન નેમજી, તવ હૈડે હરખંત. ટેક.<br>
રાજુલ બોલે સખી પ્રત્યે, જો સખી મારા વર;<br>
ઈંદ્ર સ્વરૂપે આવતા, રૂપછે મનોહર. રાજુલ૦

જાન સજી ભલી આવીઆ, લાવ્યા જાદવ સાથ.
ભાગ્ય ઉદય મારાં ખુલીઆં, પરણશે નેમનાથ. રાજુલ૦
રાજેમતી સખીને કહે, સુણજો સૌ પરિવાર;
દક્ષિણ લોચન ફરકીયું, મુજ દુઃખ અપાર, રાજુલ૦
રાજુલ ઉદાશી થઇ, કહે રૂદન કરી એમ;
જાન આવી પાછી જશે, મુજને ભાસ્યુંછે તેમ, રાજુલ૦
કાર્યછે મુજ લગ્નનું, તેથી થાય મુને એમ;
તેથી સખી હું તુને કહું, જાણી અબઘડી એમ. રાજુલ૦

[એમ કહી રૂદન કરેછે.]

**સખીઓ.**

રાગ ઉપરનો

કટુ બોલો નાં સખી, નેમ પરણશે સાર;
જીનવર તોરણે આવીયા, કરસે સફળ અવતાર. ટેક.
અપશુકન તારા આગ્યમાં, નાંખશે જીનરાય;
સફળ મનોરથ તાહરો, કરશે પ્રભુજી સાહ્ય. રાજુલ૦

[એમ કહી દાશીઓ તથા સખીઓ રાજુલને શાંત કરેછે.]

પશુઓ વૈતાળો પાંજરામાં પુર્યા થકી ભુમરાણ કરી નેમનાથ પ્રભુને બંધનથી મુકત કરાવવાને અરજ કરેછે.)

**(ભરથરી ભાત્રા વિચારીને તમે કરો હું પર કોપ.)**

વણ અપરાધે [૨] મારો પશુ અનાથ.
પ્રાણ બચાવો પશુ તણા, નેમ ત્રિય લોકના નાથ; ટેક

મેહેર કરી પ્રભુ [૨] મુક્ત કરો બંધનથી;
પરિતાપ હમારો દુર કરો પ્રભુ, નથી સહેવાતું હમથી, પ્રાણ૦
અમે વાચા વગરના [૨] અભાગીઆ પકડાયાં;
આનંદે ફરતાં હતાં તે. લાવીને સપડાવ્યાં. પ્રાણ૦
અમ બાળકનો (૨) વિછોહ કરાવ્યો ભારી;
રુદય હમારૂ ફાટી જાયછે દુઃખ દિયો કાં ભારી, પ્રાણ૦
હમ પ્રાણ જશે (૨) પ્રભાતે તુમ ગોરવમાં;
જાન તમારી જમાડશે, વળી વાળીદાટ હમ કુળમાં. પ્રાણ૦
કરૂણા લાવિ (૨) હમને આજ છોડાવો;
પછીથી પાણી ગૃહણ, કરવા જાતું હોય તો જાઓ. પ્રાણ૦

(પશુડાનો પોકાર સુણી નેમનાથ સારથી પ્રત્યે કેહે છે.)

[ રાજા હુમે કોમકા ઓર ઇંદ્ર મેરા નામ. )

સુણ મારા સારથીઆં, પશુનો પોકાર;
આક્રંદ કરે અતિ ઘણું, સુણું વારંવાર. ટેક.
પશુ જંત્રે પાડીઆં, પુછુ છું કારણ આજ;
સારથી તું સચ કહેને. પડયુ. તેનું શું કાજ. સુણ૦

(સારથી કહે છે.)

( ગજલ ઇંદ્ર સભાની. ) એ રાહ.

સારથી કહે જીનજી સુણો, તુમ ગોરવ છે પરભાત;
પશું જીવ તે બાપડાંની, વાહાણે થાશે ઘાત.
જાદવ કુળ જે આવીયું છે, જાને જે તુમ સાથ .

ગોરવ કારણ મારશે, પશુ જીવ જે અનાથ.

(સારથીનું આવું ભાશણ સાંભળી નેમનાથ પોતાના એક જીવને કારણ હજારો જીવોનો નાશ થવો જાણી સંસાર સાગર અસાર જાણી અતિ ખેદયુક્ત નીચે પ્રમાણે પસ્તાવો કરે છે.)

(સુણો દીલ્લી તખ્ત ધરનાર) એ રાહ.

ધીક ધીક પરણવાનું મુજ, પશુ તણા તો પ્રાણ જાયેરે.
અશ્વ ચઢતાં પડી નહી સુજ, પશુ૦ ટેક.
એ પરણ્યા તણી મોટી ખોટ, પશુ૦
તુટે પશુ પક્ષીની જોડ, પશુ૦
પશુ મારીને ગોરવ થાય, પશુ૦
મુજ કારણ ભુન કહેવાય, પશુ૦
મારા એક જીવને માટ, પશુ૦
ખરે ખરો ઘડયો આ ઘાટ, પશુ૦
નથી સંસારમાં કાંઈ સાર, પશુ૦
માટે પરણવિ નહી મારે નાર, પશુ૦
નથી દુનિયામા સગું વાહાલું કોય, પશુ૦
ભાવિ ભાવે બને જે હોય, પશુ૦
દીક્ષા મારે લેવી નીરધાર, પશુ૦
વાળ્ય સારથિ રથ ગિરનાર, પશુ૦

(નેમનાથ રથ પાછો ફેરવેછે, તે જોઇ રથ પાછો નહી
વાળવા શ્રી કૃષ્ણ નેમ પ્રત્યે વારંવાર કરૂણા
શબ્દવડે વીનવેછે.)

(અરેરે કરમ આશું મેં કર્યુરે, વગર વિચારે મેં શયન કર્યુરે)
એ રાગ.

અરેરે ભ્રાત નેમ આશું કરોછો,
વગર વિચારે શું ત્રિયા તજોછો. અરેરે ટેક.
વાંક પડયો શો અર્ધ કુંવારી,
પાણી ગ્રહણ કરો મત શું કરોછો. અરેરે૦
જાન સજી રૂડી આવ્યા પરણવા,
માત પિતાને શું દુઃખી કરો છો. અરેરે૦
આબરૂ જાશે જાદવ કુળની,
તાણી તાણી રથ કયાં ફેરવોછો. અરેરે૦
આઠ ભવની એ સ્ત્રી છે તમારી,
નવમે ભવે શું કુંવારી મુકોછો, અરેરે૦
રથ ઉભો રાખો નેમ હું કહુંછુ,
અવળી મતી શીદને આદરોછો. અરેરે૦
સમુદ્રવિજય શિવા દેવીના જાયા;
ક્રોધ કરી શાને પાછા ફરોછો. અરેરે૦

(પછી નેમનાથ કૃષ્ણ પ્રત્યે સંસાર સાગર અસાર છે, માટે
તેનો મોહ ન કરવો, તે વિષે, પ્રભુ નેમનાથ
કૃષ્ણ પ્રત્યે બોલેછે.)

(અરે આશી વાત હાડા કેરી, નારી ઠરી વ્યભીચારી.)

એ રાહ.

અરે એશી વાત કરોછો મોરારી, પરણુ નહીં નારી,
જેઓ પરણ્યા હરખ ધરી નારી; તેને દુઃખ ભારી;
સ્ત્રી જાતેછે વિખની વેલી, નાખે નર્કે ઠેલી.
તેતો વાત વીચારો પેહેલી, હરિ મોહ મેલી. ટેક૦
સ્ત્રી અશુચિનું ગૃહ ભારી, અતિ વિખકારી;
શામા મોહે પડયો જે મોરારી. તે ગયો ભવહારી.
નારી મોહ નમાનો સાચો, છેવટે એ કાચો,
હાવ ભાવ કરે તુમ સંગે, તેમાં કૃષ્ણ રાચો. અરે૦
લુબ્ધ થાઓ લલના જાતમાં, કાંઈ વિચારો;
માયા મોહ વિશે લપટાયા, નથી એકે આરો.
સંસાર અસાર મેં જાણી. ગૃહયો રથ તાણી;
હવે જઈશુ અમે ગીરધારી, લેવા મુક્તિ શાણી. અરે૦

---

(નેમનાથ ફરીથી કૃષ્ણ પ્રતે સંસાર વિષે કહેછે.)

રાગ બનઝારા.

કોણ માત પિતાને ભાઇ, સુણો સંસારની આ સગાઇ.
આત્યમ એકલો જાશે જયારે, નહી સંગ આવે કો ત્યારે.
પાસે પુન્ય પાપ દો ભાઈ, સુણો૦

પુત્ર પત્નિ પોતાની ન જાણો, વચન દિલમાં મારૂ આણો;
ભગની સ્વારથે કેહેશે ભાઇ. સુણો૦
સગા સબંધી સર્વે માનો, મારે માર લાગ જોઇ છાંનો;
વસુ માટે વિડારે ભાઈ. સુણો૦
ખોટી ધન દોલતની છાયા, ખોટી નારી રૂપની માયા;
સંસાર સમુદ્રની ખાઇ. સુણો૦
નિજ તંન પોતાનું ન ધારો, સકળ સંસાર સાગર ખારો;
બાણું રેહેશે ખાશ્વત આંહી. સુણો૦
માટે મોહ માયાને છોડો, તમે પ્રીતિ પ્રભુથી જોડો;
તારે ભવ સમુદ્રની માંહી સુણો૦
જુઓ આગે તીર્થંકર કેવા, ગયા મુક્તિ વધુને લેવા;
તજી સંસાર સુખ સદાઇ. સુણો૦
રાગ રંગ કૃષ્ણજી જુઠા, તેથી રમો ભરો ભરી મુઠા;
અંતે થાશે દુઃખ દુઃખદાઇ. સુણો૦
શત્રૂતા રાખો નહીં કો જનથી, દયા નિતિ ધરો નિજ મનથી;
રેહેશે જગમાં ભલાઈ બુરાઈ. સુણો૦

---

કૃષ્ણનું કહેલું નેમનાથ માનતા નથી. તેથી રાણી શિવાદેવી સન્મુખ આવિ પોતાના પુત્ર નેમનાથ પ્રતે પાણીગૃહણ કરવાને માટે ધણા કાલાવાલા કરેછે. )

**( રાગ—નાથ કેસો ગજકો બંધ છોડાયો. )**

પ્યારા પુત્ર નેમ તમે શું આ કીધું,

વૃધારે અવસ્થામાં દુઃખ હમને દીધુ. પ્યારા ટેક.
યુવા અવસ્થામાં સંજમ ધારો, દિલમાં વાત વિચારી;
ખોટી હઠ તમે પકડી બેઠા, કેમ રેહેશે કંન્યા કુંવારી. પ્યારા૦
ઉગ્રસેન પત્નિ પોકાર કરેછે, રાજુલ ઝુરે બીચારી;
વેગે વળી વીર પાછા વળો ત્યાં, કારી ન મારો કટારી. પ્યારા૦
પુત્ર મારા તમે પાણીગ્રહણ કરો, દિલમાં દયા કાંઈ લાવિ;
દુઃખિયારાં કરો માત પિતાને, કાંઇ શરમ ના આવિ. પ્યારા૦
તુમ વડે વિર આધાર હમને, જાણિ શા માટે ઝુરાવો;
આશા હતી તુમ પુત્રને જોવા, જદુ કુળ નેમ કહાવો. પ્યારા૦
તાણાતણી તમે છોડી દઇ વિર, પરણો પદમણી નારી;
સંસારના સુખ ભોગવિને પછી, લેજો સજમ ભારી. પ્યારા૦
પુત્ર એક થયા પછી પ્યારા, ચારીત્ર લ્યો ચિત્તધારી;
જરા અવસ્થામાં દિક્ષા લેઇને, કરમને કરજો નિવારી. પ્યારા૦
નેમનાથ કહયું મુજ માની, રથને પાછો ફેરાવો;
પરણી લાવો ઘેર રાજેમતીને, જન્મ સફળ કરાવો. પ્યારા૦

---

( નેમનાથ પોતાની માતાનું વચન શ્રવણ કરી આ અથીર સંસાર સાગરમાં ગરક નહી થવાને માટે પોતાની માતુ શ્રી પ્રતે સંસારમાં કાંઇ પણ સાર નથી એમ કહી નીચે પ્રમાણે કેહે છે. )

**( સહીયર શું દુઃખ દાખવું ) બેલાવર.**

લક્ષ ચોરાશી યોનીમાં, ભમ્યો કાળ અનંત;

જન્મ મરણુ કીધા ઘણા, કર્મ તણા નિમીત. લક્ષ૦
મોટા મોટા ભુપો થઇ ગયા, પૃથ્વીપર નહીં પાર;
મરણ સમય મુકી ગયા, સૌ રીદ્ધી પરીવાર. લક્ષ૦
મરણ સમય આવે યદા, ન મળે રાખણુ હાર;
પૂન્ય પાપ સાથે લઈ, ચાલ્યો ચાલણુ હાર. લક્ષ૦
સંસારે માયા ખોટી જાણવી, કાચા ઘટ સમકાય;
જળબુંદ સમ જીવીત ગણો, મરે રાંક ને રાય. લક્ષ૦
જે માતાએ જન્મ આપિયા, કરાવ્યા પય પાન;
ખોળે બેશાડી રમાડીયા, દીધી લઘુપણે સાન. લક્ષ૦
સંસાર સાર જોતા દિસે, માતું હેત અપાર;
જમડા ઝાલી જાય જાહરે, તે ન રાખે લગાર. લક્ષ૦
જે નારી અતિ ફુટડી, તે સું રમો દિન રાત;
પરભવ જાતા રાખે નહીં, કરે આંશુ પાત. લક્ષ૦
ધાડા ધાંટે રોવે કુટે, શેરી સુધી જાએ જામ;
પાંચ સાત દીવસ ગએ, કરે સૌ નીજ કામ. લક્ષ૦
જે વલ્લભ નિજ ભાઇ છે, બેનર માતાની જાઇ;
મર્ણ સમે ટગમગ જુવે, બળ નવિ ચાલે સાંઇ. લક્ષ૦
જે પિતા કુળે આવિયાં, પર્ણાવ્યા ધરી પ્રેમ;
તાતે સુત નવિ રાખીયાં, જાતા પરભવ કેમ. લક્ષ૦
વાએ સંસારનો વાયરો, ઝેરી માનો જરૂર;
કો કોનું નવિ ધારવું, માતું જાણો જરૂર. લક્ષ૦
પ્રિતી ધરો પ્રભુ સંગથી, ઉતારે ભવ પાર;
ભાનુ શ્રી મોહ મુકી તમે, સાધો સંજમ ભાર. લક્ષ૦

નેમનાથ—

( વળી હેમાતુશ્રી શાસ્ત્રને વિષે સુ કહેલું છે તે સાંભળો. )

### श्लोक.

दारापुत्रोनराणांपरिजनसुहृदो

बांधुवर्गोपिसौख्यं ॥

माताभ्रातापितावास्वसुरकुलजनै

भोगऐश्वर्यवित्ते ॥

विद्यारूपंविशेषंसुविमलनयनं

यौवनंमानदर्पं ॥

सर्वेह्यर्थंजनानांमरणसमये

धर्मएकःसहाय ॥

॥ श्री ॥ ॥ श्री ॥ ॥ श्री ॥

( અર્થ. )

પુરૂષોને સ્ત્રીઓ હોય, પુત્રો હોય, આગળ પાછળનો સાથ સા-
બો હોય સારૂ ઇચ્છનારા માણસો હોય, બાંધુ વર્ગનું સુખ હોય,

માતા હોય, ભાઇ હોય, પિતા હોય, તેમજ સાસરાના કુળનું ઘણું સુખ હોય, નાના પ્રકારના ભોગ હોય, ઐશ્વર્ય સિદ્ધિ હોય, ઘણું દ્રવ્ય હોય, વિદ્યા હોય, રૂપ હોય, સારાં નેત્ર હોય, યુવા અવસ્થા હોય, માન્ય મળતું હોય, ઘણો ગર્વ હોય તોપણ શું થયું જે મરણ સમયે એકલો ધર્મ સાથે આવે છે. અને એ સઘળાં તો પાછાં કર્મ બાંધીને લક્ષ ચોરાશીના ફેરામાં પાશવડે બાંધીને બળાત્કારે નાંખી દેછે, માટે હે માતુશ્રી મારે પાણીગૃહણ કરવું નથી.

——o❋o——

નેમનાથ પશુડાંનો પોકાર સુણી પાછા જાયછે. હેવું રાજેમતી
એ જાણી મેહેલમાંથી ઊતરી નેમનાથના રથ
આગળ આવી આડી ઉભી રહી નીચે
પ્રમાણે કરૂણાથી નેમનાથ
પ્રત્યે કહેછે.

(મુજ ઉપર ગુજરી પિતા પાદશા જાની.) એ રાહ.

હું કરગરી કહુછું, આજ પાછેરા વળજો,
શુભ કારજ મારૂ આજ, આવિને કરજો.
મેં ગુનો શો કીધો, નાથ તુમારો ભારી;
મુને મુકી એકલા જાવ, મારી ધાકારી;
મે નિતિ ના તોડી, તુમથી જરા શી ચુકી;
પ્રિતી અષ્ટ ભવોની, છોડી કુંવારી મુકી.
હાતું કરવું હતુંજો, નેમ શીદને આવ્યા;
રૂડી જાન સજાવી, સાથ જાદવો લાવ્યા.

ખહુ ઠાઠ બનાવ્યો, બેશ ગાણાં ગવરાવી;
તોરણથી પાછા ફરી, લાજ ગુમાવી.
શું તુમ કુળે એવો, ધારો કન્યા રઝળાવો;
પરણી પોતાના ઘેર, કદી ના લાવો.
હેવો ધારો હોયતો, શીદ પરણે મોરારી;
તુમ ભાઇ વર્યાછે, શેહસ બત્રિસેં નારી.
માટે ચાનક લાવી, આજ આવિને વરજો;
પ્રભુ વચન હમારૂ, માંન્ય તમેતો કરજો;
હુ અરજ કરૂં તુમ, કિંકર જોડી હાથી;
મુજને સાથે લઈ જાવ, કરો ના ઉદાશી.
હજુ સાસુ સસરાને, પાએ હમારે પડવું,
ઘુંઘટડો ખેંચી, લાજ કાઢીને ફરવું.
મુને ઉત્કંઠા હતી, જાવા સ્વસુર ભુવનમાં,
મુજમન તણી સો વાત, રહી ગઇ મનમાં.
હવે આવું તમારી, સાથ પ્રભુ ગિરનારે;
મુને આપી સમકીતસાર, ઉતારો પારે.

---

" રાજેમતીનાં હાવાં વચન સાંભળી, તેને બોધ કરવા, નેમનાથ નીચે પ્રમાણે રાજુલ પ્રત્યે કહેછે."

## ( લાવણી )

જગત સો જુઠોછે સુણનાર, જગત સો જુઠોછે સુણનાર;
મોહ વિશે મત લુબ્ધો નારી, દેખા નહી કછુ સાર. જગત૦ ટેક

આ જીવિતછે જળ પરપોટો, અંતે નહી કાંઇ સાર;
ફુંક આવતાં ફુટી જાશે, હોગી જલકી ધાર.
હોગી જલકી ધાર. જગત૦

રાગ રંગ સૌ જુઠો રાજુલ, જુઠો સ્ત્રીનો પ્યાર;
મૂરખ માનવી મોહ કરેછે, ભુલી ભાન ગુમાર.
ભુલી ભાન ગુમાર. જગત૦

વિષય સુખમાં શું લપટાવો, જાણી મુજ નાર;
ચારિત્ર લઇને કરમ ખપાવો, પામો ભવનો પાર.
પામો ભવનો પાર. જગત૦

જૂઠી માયા જાળ મોહની, જૂઠો સૌ પરિવાર;
જગત સવિ આ કારમુંછે, દુઃખ રૂપી સંસાર.
દુઃખ રૂપી સંસાર. જગત૦

સંસારને મેં સ્વપ્નું જાણી, તુચ્છ ગણ્યું સુખ સાર;
મોહ માયાને દુરે મુકી, સાધ્યો સંજમ ભાર.
સાધ્યો સંજમ ભાર. જગત૦

મારગ મુકો રાજુલ મારો, સમજી મનમાં સાર;
પ્રિતી મુજપર જો હોવે તો, ચાલો તમે આ વાર.
ચાલો તમે આ વાર. જગત૦

( નેમનાથ ) એમ કહી રથ પાછો ફેરવી પશુડાને બંધનથી મુક્ત કરી ગીરનાર તરફ રથ હંકારે છે.



(નેમનાથ પાણી ગૃહણ કર્યા વગર માઠવેથી પશુઓનો પોકાર સુણી પાછા ગયા તે જોઇ રાણી રાજેમતી અતિ કરૂણાથી રૂદન કરે છે.)

**(જફાવો સીતમકુ સજા વાર હું) એ રાહ.**

રાજેમતી તડફડે છે આમ તેમ, મુખે એક શબ્દ જપે નેમ નેમ;
તોરણ આવી પાછા ફરિને ગયા, પશુડાની ઉપર લાવી દયા.
વિના અપરાધે મુકી શું ગયા, ત્રિયા ઉપરે શું ન આવિ દયા;
દોડો દોડો સખીઓ લાવો નેમ અહીં, સત્વર ત્યાંથી પાછા વાળો કોઇ જઇ.
અતિ અતિ રૂવેછે રાજુલ જામ, પીઉ પીઉ કરતી મુર્છાણી તામ;
સખીઓ રાજુલની કરે સાર વાર, મુર્છા ટાળવાને કરે ઉપચાર.
એક ઉડાડે વાયરો બહુ વાર, એક કરે ઉપરથી જળધાર;
વળી કરે વિલેપંન અતિ સુગંધ; સુદ્ધી આવ્યા પછી કરેછે આક્રંદ.
પીઉ પીઉ કરે આરાઢે પોકાર, તોડી નાંખે હૈડેથી મોતીનો હાર;
રાખડી તોડી નાંખે અતિ દુર, કંકણ કાઢે કરથી ન રાખે સીંધુર.
નવી રાખે ઓઢેલી ચુંદડી અંગ, કાઢે કરથી મુંદ્રીકામાંના નંગ;
ફાડી નાંખે કંચુકી ને બહુ ચીર, સખીઓ તવ સમજાવે દઇ ધીર.

( સખીઓ રાજુલ પ્રત્યે ધીરજથી બોલી પરિતાપ દુર કરાવવા નીચે પ્રમાણે બોલેછે.)

**(મારી વાહાલી તું થાને શાંત, શાણી તું શિદ અકળાએ) એ રાડ.**

**પરજીઓ.**

પ્યારી રાજેમતિ થાને શાંત, સખી તું સીદને રૂવે છે;

ગયો કરૂણા લાવિ તારો કાંત, સખી તું સીદને રૂવે છે.
બેઠી થા મુજ બેનડી, રૂદય કરી નીજ શાંત;
થાવાનું હતું તેતો થયું, હવે શીદને કરે તું કલ્પાંત. સખી૦
શીતળ નીર પ્રાશન કરી, દે માત પિતાને ધીર;
તુજ રૂદન સુણી બેહુનું, ચક્ષોથી ઉડી ગયું છે નીર. સખી૦
પૂર્વે પાપ કીધાં હશે, તેથી થયો વિજોગ;
માટે કર પ્રભુ પ્રાર્થના, જેથી મેળવે સવિ સંજોગ. સખી૦

---

(રાજુલનો આક્રંદ સુણી ઉગ્રસેન રાજુલને સમજાવવાને
નેમનાથને વખોડેછે.)

(પ્રિયમિત્ર હવે શું કરવું. હવે કેની મગાં ડગ ભરવું )

ઓખા હરણ.

ઉગ્રશેન કહે રાજુલ મારી, શાને દુઃખ આણો દીલભારી;
પણાવા લાવ્યા જેને પરાણે, તે શું મોહ કર્યામાં જાણે.
એછે કપટી અને બહુ કાળો, રૂપગુણ એનામાં શા ભાળો;
જાદવ કુળનોછે એવો ધારો, પેખી પરણો કો અવર રૂપાળો.
પુત્રિ એથી અધિક હું લાવું, શોધી તેની સાથેહું વરાવું;
લલાટે લખ્યું શોધ હોય. તે મિથ્યા ન કરી શકે કોય.

(રાજુલ પોતાના પિતાનાં હાવાં વચન સુણી, અતિ
ખેદયુક્ત થઇ પોતાના પિતા ઉગ્રસેનને
કહે છે. )

## (અફ્સોસકે આંખોસે દખાએ નહીં દખાં)

### એ રાહ—ગુલબંકાવળી, મુબઇ.

અફ્સોસ છે પિતાજી મારા એ શું બોલોછો આપ. ટેક.
અન્ય પુરૂશ વરવે મુજને એસેછે મહા પાપ. અફ્શોશ૦
કાળા ગોરા એછે મારા, પ્રાણના પતિ;
અન્ય ભ્રાતા જાણું પિતા, દયો શું દુઃક્ષ અતિ. અફ્સોસ૦
પ્રાણ કાહુ પિતા મારા, વધુ શું હું વદુ;
પ્રાણ પ્રભુ છોડી ગયા, વરવા શિવ વધુ. અફ્સોશ૦
સધ્ય હવે જાઉંશું હું, છોડી તુમારો સંગ;
વિછોહ થાએ મુજ નાથનો, આશા ન કરો ભંગ. અફ્શોશ૦

---

"રાજુલ નેમનાથ પાછલ જવા તૈયાર થાયછે તે જોઇ ઉગ્રસેન આંસુ સહીત રાજુલ પ્રતે શીખામણ દઇ જવાને અટકાવ કરેછે."

### ( બેડયાનો કયા ડાગ ખાયા. ) એ રાહ.

### ગુલબંકાવળી મુબઇ.

પુત્રિ મારી એ શું તુ બોલે, કરૂણા મય પડદો ખોલે; પુત્રી.
રૂદન કરે ખાલી શા માટે, લાહ્ય લાગે રૂદય તુજ સાટે.
આંધળા કેરો પગ જો જાવે, ફીર રોઈ રોઈ પસ્તાવે. પુત્રી.
તેમ પુત્રિ મારી જોતુ જાવે, તુજ પિતાની શી ગત થાવે,
બાળકી નગ્રથી જઇશ જયારે, તુજ જનુની રોસે ઘણુ ત્યારે.

માટે જાવાનો વિચાર મેલો, હળીમળી સખીઓથી ખેલો; પુત્રી

" રાજુલ પોતાના પિતાનું કહ્યું નહી માનતાં ગીરનાર તરફ
ચાલી નીકળેછે."

---

(રાજુલ પોતાના પિતાને ઘેરથી ગીરનાર તરફ જાય છે,
તે વખત રસ્તામાં કેવું સંકટ પડે છે. )

( પિઉને તજાવનાર, વૈરી અલંકાર ) એ રાહ.

રૂદન કરતી બહુ, રાજુલ તો જાય;
માર્ગ પ્રત્યે સૌને પુછે, ગયા નેમ કયાંય. રૂદન૦
અતી અતી રૂવે રાજુલ, રૂદય ફાટ;
નેમ પ્રભુ કીહાં ગયા, પુછે છે તે વાટ. રૂદન૦
તરૂવર પ્રત્યે પુછે, નેમ કયાં ગયા;
ભ્રાતા જલદી મુને કહો, લાવીને દયા. રૂદન૦
ડુંગર ડોહોળીને આવિ, ઢુંઢી ટુંક સાત;
તો પણ ન આવ્યા નેમ, પ્રભુ મારા હાથ. રૂદન૦
અથડાઇ પડું છું હું, રસ્તા કેરી માંહ્ય;
સુદ્ધી નથી શરીરમાં, દુઃખ ના શેહેવાય. રૂદન૦
કંટક ચરણમાં અતી, મુને સોરાય,
રૂધીરની શેરો ભુમી, ભણી ચાલી જાય રૂદન૦
અઘોર આ જંગલમાં, જીવ મારો જાય:
રૂદય બીકથી, મારૂ, ફાટી ફાટી જાય. રૂદન૦

ફું ફું ફું ફું ફુંકારડા, સર્પ તો કરે;
ઝેરી જનાવરો બહું, ફરતાં ફરે. ૩૯ન૦
મુશળ ધારતો મેઘ, ખુબ આવતો;
કડડડ ડાટ શબ્દ, બહુ ગાજતો. ૩૯ન૦
વિજળીયો બહું બહું, ચમકી રહી;
કથન દુખડુ મુજ, જાય નાં કહી. ૩૯ન૦
સાહ્ય કરો પ્રભુ મને, તમે નેમનાથ;
જંગલથી પાર ઉતારો, ગ્રહીને હાથ. ૩૯ન૦

( પછી રાજેમતી પ્રભુને ખોળતી ખોળતી જ્યાં નેમનાથ ભગવાન, કાઉશગ ધ્યાને ઉભા છે, ત્યાં આગળ આવી; પ્રભુની આશ પાસ એક શતને આઠ વાર પ્રદક્ષણા, ફરી દ્વિ હસ્થ કમળ જોડી ત્રણ ખમાસણા દઈ ભગવાન પ્રત્યે નીચે પ્રમાણે કહે છે.

(રાગ આશા ગોડી,)

શીદને મુકી મુને આવ્યા,
આહા પ્રભુ શીદને મુકી મુને આવ્યા.
રઝળતી મુકી ગયા શું મુજને,
ચારીત્ર લઇ તમે ફાવ્યા. આહા૦
હવે હું જાવા નહી દઉ તુમને;
જદુપતી નાથ કહાવ્યા. આહા૦
અબળા શું તમે તાણી ઝાલી,
બંધનથી પશું છોડાવ્યા. આહા૦

તમ હમ જોબન જાએ પુરે,
ભોગ ભલેરા ભાવ્યા. આહા૦
યોવન વીતે દીક્ષા લઈશું,
આ જોગ કીહાંથી લાવ્યા, આહા૦

(હેવી રીતે પ્રભુને રાજેમતીએ અનેક પ્રકારે વારંવાર કહી
આજીજી કરી પણ નેમનાથ ભગવાન નીચી દ્રષ્ટીથી
એક ક્ષણુ માત્ર પણ ચક્ષુ ઉંચી)
કરતા નથી.

**(ડાલેરે જોબન મદ માતીરે ગુજરીયાં.)—એ રાગ.**

તોપણુના બોલ્યા પ્રભુ, નેમ ઉપગારીરે.
મૌન ગૃહી ઉભા રહ્યા, વરવા શીવ પ્યારીરે. તોપણુ૦
ચોપન દીવસ એમ કરતાં તો જાવેરે;
પંચાવનમેં દીવસે, કેવળ તો પાવેરે, તોપણુ૦
કેવળ સુણીને ઈંદ્ર, ઓચ્છવ કરાવેરે;
સમોવસરણુ પછી, રચના રચાવેરે. તો પણુ૦
કૃષ્ણ પ્રતે વધામણી, આપે વન પાળરે;
પરીવાર સહીત આવે, ગોવીંદ ગોપાળરે. તોપણુ૦
જીન વાણી શ્રોતા સુણીં સમજયા જાદવ સારરે.
સત્યભામા દીસૌ નારીએ, લીધાં વ્રત બારરે, તોપણુ૦
વરદત્ત રાંએ દીક્ષા લીધી, રાજા દો હજારરે,
સંઘ ચતુર વિંવ થાપી; પ્રભુએ કર્યો વિહારરે તોપણુ૦
પુનરપી આવ્યા પછી, શું શોરઠ દેશરે;

જાણુ થએ આવે તીહાં દ્વારીકાં નરેશરે, તોપણ૦
જીન વાંદી સરવે બેઠા, સાંભળે વખાણુરેઃ
ઉપદેશ દીએ પ્રભુ, કેવળ નાણુરે, તોપણ૦

ગજ સુકમાળે દીક્ષા વરી નવ ભાઈ જોડરે;
શપ્ત શહોદર નેમના છે, તેના પહોત્યા કોડરે, તોપણ૦

શંજમ લીએ શીવા દેવી, અનેક બુઝી નારીરે,
વસુ દેવ પત્નિઓમાંથી, ત્રણુ રહી ઘરબારીરે, તોપણ૦

કનકવતી રોહીણી, ત્રીજી દેવકી નારરે;
અષ્ટકરમનો ક્ષય કરી કનકવતી ગઈ પારરે. તોપણ૦
કનકવતીની સીદ્ધી જોઇ, રાજુલ વૈરાગ પામીરે;
પ્રભુજીપાસે દીક્ષા લીધી, હોશે શીવસુખ ધામીરે તોપણ૦
જાદવો સૈ સમકીત પામ્યાં પ્રધુમન શાંબ કુમારરે,
ચારીત્રપાળી મુગતે પોહોચ્યા, હુવો જયજયકારરે,તોપણ૦



(રાજુલ પ્રવરજા થયા પછી સેહેસાવનને વિષે નેમનાથ ભગવાનના મુખમળને વંદવા સારૂ જાય છે, તે વખતે રસ્તામાં વરસાદ થવાથી વસ્ત્ર ભીજાઈ ગયા તેથી વસ્ત્ર સુકવવાને એક ગુફામાં પ્રવેશ કરેછે,)

"તેજ ગુફામાં નેમનાથ ભગવાનના ભાઈ રેહેનેમી કાઉશગ ધ્યાને રહ્યા છે તેમને રાજેમતીનું વસ્ત્ર રહીત, સ્વરૂપ જોઈ કામજ્વર ઉત્પન્ન થવાથી રાજુલ પ્રતે અઘટીત શબ્દો કહેછે,

( રહેનેમી કામના આવેશમાં, રાજુલ પ્રત્યે બીભીત્સ શબ્દો વડે નીચે પ્રમાણે કહે છે. )

**( અબોલા શાનેરે લો છો. ) એ રાહ.**

રેહનેમી કહે રાજુલ સુણુજે, કહ્યું હમારૂ કરજે; ટેક.
તુમ પર પ્રિતી અતી અતી આવે, મેળાપે મન હરજો. રહે૦
કાયાવાડી છે કારમી રાજુલ, સંસારે સુખ કરજે, રહે૦
દીયર ભોજાઇની શીરે જુદાઇ, કહેવતો કાને ધરજો. રહે૦
નેમ ગયા જબ વરસ લગે તબ, આશાએ તુમ ઘર અડતો. રહે૦
સુંદર વસ્ત્ર આભુશણ લાવી, મનરંજન તુમ કરતો. રહે૦
રંભા રૂપ કુંવારી મુકી, મુજ બંધવ ગયા હરતા. રહે૦
ભોગ વિલાસ આપણુ બંને કરશું, તપ કરી કામકા દમતાં. રહે૦
તુજને પ્રભુ પ્રિતી મુજને તુમપર પ્રિતી. સંસારે સુખ કરશું. રહે૦
ચાલો ઘેર જઇ સુખ ભોગવીએ, અંતે સંજમ આદરશું. રહે૦

( રાજેમતિ રહેનેમી પ્રતે દેવર ભ્રાતસમ જાણી સંસાર સાગરમાં ડુબી જતા જોઈ નીચે પ્રમાણે બોધ કરે છે. )

**ધીક ગુવાધીક મુજને.—એ રાગ.**

**રાજુલ.——**

**ધીક મુની ધીક તુમને, ધીક તુમારાં વેણુજી,**
**ચારીત્ર તમારૂ એળે ગયું કુડાં તુમારા કેણુજી.**
**મોહરે ઉતારો મુની રાજજી.**

માત પિતા કુળ બોળીયું બોળ્યું ચારીત્ર આજજી,
વીશય કારણ મોહ લાવીઆ, કુડાં કૃત્યને કાજજી,
મોહરે ઉતારો મુની રાજજી,

**રહેનેમી.——**

તપ જપ કરવાં છોડી દીઓ, રાણી રાજુલ નારજી.
સંસારનાં સુખ ભોગવો, કરો સફળ અવતારજી,
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી.
મેવા ફળ ફુલ લાવતો, હું તુમારે આવાસજી,
હરખ ધરી તે લેતા તમે, તેથી થઈ બહુ આશજી.
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી.

**રાજુલ.——**

ભુશણ વસ્ત્ર લીધાં પ્રીતથી, જાણી દેવર ભ્રાતજી;
વ્રત લઇ જેને ભાગીયાં, થયા નરકે નીપાતજી.
મોહરે ઉતારો મુની રાજજી.

કેવળી નાથ નીહાળતાં, તમ હમ દોનુને આજજી;
નીર્લજ લાજ કીહાં ગઇ, ગયુ જ્ઞાન માહારાજજી.
મોહરે ઉતારો મુની રાજજી.

**રહેનેમી.——**

એથી અધીક કહો મુજને, રાજુલ પ્રાણ આધારજી;
વહાલ તુમારૂ ન વીસરે, સુણ સુણ રાજુલ નારજી;
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી.

પીઉ વીણુ રાજુલ એકલી, જાંણી તુમારી દાઝજી,
રાગ ધરીને અમો આવતાં, કરવા તુમારાં કાજજી;
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી,

રાજુલ.———

તારણુ તંત્ર તોડી કીધો, મોહ મંત્રનો સંગજી;
મોક્ષ પદવી તમે ખોઈને, કરો સંજમ ભંગજી,
મોહરે ઉતારો મુની રાજજી.

સંસાર સાર છોડી તમે, લીધો સંજમ ભારજી;
ઉત્મમ પુરૂષ વંછે નહી, ફરી સંસાર સારજી,
મોહરે ઉતારો મુની રાજજી.

રહેનેમી.———

માયા કરી જે મળે નહી, તે મુરખની રીતજી,
સંસારમાં શુ લઈ જાવું એક પુરણ પ્રીતજી.
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી,

કુંવારી કન્યાને કંથ કેટલા, સુણ રાજુલ ભાંમજી,
એકની ઉપર રાગ નવી ઘટે, કરો મુજને સ્વામજી
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી,

રાજુલ.———

અમીરસ મુકી કયાં પીઓ, નારી નીરગુણ વીખજી.
સંસારમાં સાર કાંઇ નથી, ધરો સંજમ શીખજી
મોહરે ઉતારો મુની રાજજી.

દીક્ષા લઇ પ્રભુ પાસથી, પાળો સુદ્ધ આચારજી.
વિષફળ ખાવા વાંછા કરો, લેવા પૃથ્વીનો ભારજી.
મોહરે ઉતારો મુની રાજજી.

**રહેનેમી.——**

મેં જાણ્યું રાજુલ એકલી; પતીવિણુ મુઝાયજી.
પરણી તેને સુખ આપશુ, લેવા નહી દઉ દીક્ષાયજી;
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી.

પુન્ય પ્રતાપે ભેટીયા, આજ કેટલે માસજી;
ચાલોને ઘેર જઇએ આપણે, કરવા ભોગ વિલાસજી,
પ્રીતીરે ધરોને પ્રેમદા મુજથી.

**રાજુલ.——**

બંધુ તમારાએ પરહરી, જાણી અથીર સંસારજી;
સ્વાન પરે ઇચ્છા ક્યાં કરો, જમવા વમન વિકારજી
મોહરે ઉતારો મુની રાજજી.

**રહેનેમી.——**

સ્વાન કીઓ તમે મુજને, તોશું તુમથી સંસારજી,
દીક્ષા આપી સારી સાધવી, કર્યો અમ ઉપગારજી,
ક્ષમારે કરોને માતા મુજને-



( વળી ફરી રાજેમતી રેહેનેમીને કહે છે. )

**( વાલમ પી લે દારૂડી. ) એ રાગ.**

મારી વીનતિ ધારજો ધ્યાનરે, સુણજો સાધુજી;
તેથી રાખજો મનમાં સાનરે, સુણજો સાધુજી. ટેક.
પરસ્ત્રીની પ્રીતીમાંરે, ભુલાવો નીજ ભાન.
વિષય સુખમાં લીન થઈ શું, ડુબાવો નીજ નામરે. સુ૦
શીવ સુખ મુકી દુઃખ વરોરે. કયા ગયું તુમ જ્ઞાન,
મર્કટ મણી સમ આશુ ચાહો, કરવા વિષનું પાનરે- સુ૦
શીવા દેવીના લાડણારે, સમુદ્ર વિજય કુળ દીપ;
સંજમ લેઈ આશું કરોછો ઝાલો તુમારી જીભરે. સુ૦
માતા જાણો મુજનેરે. તુમ બંધુની નાર,
શમતા શું ધ્યાને રહોને, એળે ખુવો અવતારરે. સુ૦
પ્રીતી ધરો પ્રભુ સંગથીરે, ઉતારે ભવ પાર;
સંજમ પાળી શીવગતી પામો, હોવે જય જયકારરે. સુ૦



( રહેનેમી રાજુલનો બોધ સાંભળી, કામાંધપણાથી જાગૃત થઈ, મન સ્થીર કરી, પોતાના આત્માને ધિક્કા છે.રે )

**(અરેરે કરમ આ શું મેં કર્યુંરે.) એ રાહ.**

અરેરે કરમ આ શું મેં કર્યુંરે;
વગર વિચારે મેં ડગલું ભર્યુંરે. અરેરે૦
ચારિત્ર મારૂ ખંડન કરીને;

વિષય તણું મન હ્રદયે ધર્યુંરે. અરેરે૦
બંધુ પત્નિ મમ માત લહુંરે;
ધીક્ક તેની સંગે ચિત્ત ફેરવ્યુંરે. અરેરે૦
ધીક્ક ધીક્ક મુજને ધીક્ક મારી બુદ્ધી;
દુષ્ટ મતિ કરી મેં આચર્યુંરે. અ.રે૦
દુષ્ટ પાપથી કયારે છુટીશ હું;
રાજેમતિ માત માફચહુંરે અરેરે૦
મુની પણામાં મેં શું વિચાર્યું;
મોક્ષ મુકી સુખ આમાં ગણ્યુંરે. અરેરે૦
વિષય સુખમાં હુંરે ગુંથાયો;
જીવીત સવી મારૂં મિથ્યા થયુંરે. અરેરે૦
ધન ધન રાજુલ ધન ગરૂણી માતા;
ડુબતા સમુદ્રમાં નાકા ધર્યુંરે. અરેરે૦
માતા કોઈને વાત ન કરશો,
વારંવાર તુને નમન કરૂંરે. અરેરે૦
સધ્ય હવે હું જાઉં અહીંથી;
ફરી પ્રભુ પાસે દિક્ષા વરૂરે. અરેરે૦

(પછી રેહેનેમી તથા રાજેમતી, બંને ત્યાંથી નીકળી, નેમનાથ ભગવાન પાસે આવી ફરીથી ચારીત્ર લઇ, એકાગૃહ ચીતથી અણુશણ કરી, મન સ્થીર રાખી દુખરૂપી સંસાર સાગરનો ત્યાગ કરી મુક્તિપદને વર્યા.)



"નેમનાથ ભગવાન મુક્તીપદને વર્યા તેનું વર્ણન."

**(પુર્ણ થઓછે ખેલ સજજનો.) એ રાહ.**

સણુજો નેમ નીરવાણ,
સર્જન સહુ, સુણજો નેમ નિરવાણ.
ગણધર મોહોટા અઢાર હુવા,
મુની સેહસ અઢારે જાણ; સજજન૦
સેહસ ચાલીસે સાધવીરે,
શ્રાવક લાખ સુજાણ. સજજન૦
સેહસ અગણોતેર ઉપર કહીએ;
શ્રાવકનો પરીમાણ. સજજન૦
ત્રીણ લાખને છત્રીસ હજાર,
શ્રાવીકા પાલે પચખાણ; સજજન૦
બારે વૃત ઉચરી કરીને,
કરમને વિંધે કરી બાણ. સજજન૦
આસો સુદીની પુર્ણીમાંરે,
માતા ઉદર ભગવાન; સજજન૦
શ્રાવણ સુદી પંચમી દીને,
જનમ્યા ચતુર શુજાણ. સજજન૦
શ્રાવણ સુદી છઠી દીને,
ચારિત્ર લીએ ગુણવાન; સજજન૦
આશ્વીન વદી અમાવાસ્યાએ,
નેમને કેવળ ગ્નાન. સજજન૦

અંત સમય પ્રભુ નેમજી જાણી,
આવે સિદ્ધગીરી ઠાણુ; સજ્જન૦
પંચ સયા અણુગાર છત્રીશું,
પામ્યાં પચ કલ્યાણુ, સજ્જન૦
શુકલ અશાડી અષ્ટમી દીને,
નેમ ગયા નીરવાણુ; સજ્જન૦
ગોમેધ યક્ષને દેવી અંબીકા,
કરજો કુશળ કલ્યાણુ, સજ્જન૦
**ચદ્રમલ સુત સારાભાઈ,**
વંદે પ્રભુ કેવળ નાણુ. સજ્જન૦
ગ્રંથમાં ભુલની માફી માગે,
શ્રોતા ચતુર સુજાણુ. સજ્જન૦



# ગરબી.

જેની જૈન ધરમ પાળો જાણવી જો.
નહીતો પડશો સમુદ્રની માંય;
પ્રભુ ભજન સાર સીધાંતમાં જો. ૧
તિમર રૂપી અજ્ઞાન આડુ આવીયું જો,
માર્ગ સાચો ન તેથી દેખાય;
નેહ ઉપજે નહીં નવકારનોજો. ૨

નેકી રાખી ન કર્યું તમે ટેકથી જો,
મહિં જાણ્યો ન સાર લગાર;
ચંદ આવી રહયો જીમ કાચમાં જો. ૩

દળ મોટુ છે આ સંસારનું જો,
નીજ હસ્ને પામો નહી પાર;
વંન વાદળ જેતું આકાશમાં જો. ૪

દમ લેવાશે નહી આ જાળમાં જો,
નાશવાનો ન રહેશે લાગ;
હતો નહોતો તું થઇસ સંસારમાં જો. ૫

જોઈ સાર પુજો પ્રભુ પ્રેમથી જો,
જીવ ખોટાને જો ખરૂં માન;
તોતો રહેશો નરકની ખાણુમાં જો



# आरती,

સકળ મંગળકારી, ત્રીભોવન ઉપગારી; પ્રભુ०
દુર્ગતિ દુર નિવારી, વરિયા શિવનારિ. જયદેવ. ૧

તુજ મુરત બહુ સારી, લાગે મુજ પ્યારી; પ્રભુ०
જગમગ જોત ભારી, મોહે સુરનારી. જયદેવ. ૨

તીન જગત રાયા, વંમાએ જાયા; પ્રભુ०
અશ્વસેન ઘર આયા, લીલ વરણુ કાયા. જયદેવ. ૩

પાર્શ્વનાથ નામી, ચિંતા મન સ્વામી; પ્રભુ०
કરૂં આરતી સીરનામી. મુજ અંતર જામી. જયદેવ. ૪

કમઠ કો, હઠ વામી. ગ્નાન કેવળ પામી; પ્રભુ०
ભક્ત નમન વિસરામી, ભયે સિદ્ધ સ્વામિ. જયદેવ. ૫

તુજ ગુણ હું રસિયો, મુજ મન તું વસિયો; પ્રભુ०
તુજ મયા થકી ઉલસિયો, ગુણ ગાવા ધસમસિયો. જયદેવ૦૬



# अगाउथी घराक थनार गृहस्थोनां नाम.

—•—

### અમદાવાદ

૨૫ શેઠ. મણીભાઈ પ્રેમાભાઈ
૫ શેઠ. જેસંઘભાઇ હઠીસંઘ
૫ શેઠ. કાળીદાસ ઉમાભાઈ હઠીસંઘ.
૫ શેઠ. મોહનભાઇ માહાસુખભાઇ.
૫ શેઠ. વીમલભાઇ લલુભાઈ
૫શા. ફીલાભાઈઉજમશીચોકસી
૨ શેઠ. સારાભાઈ મગનભાઈ હઠીસઘ.
૫ ઝવેરી હરીલાલ છોટાલાલ
૫ માસ્તર ગણપતરાવ નારણરાવ.
૫ શેઠ. લાલભાઈ મોહલાલભાઈ
૫ શા. હરીભાઇ પેમાભાઇ
૩ શા. ચુનીલાલ ફતેલાલ
૨ ઝવેરી જેસંગભાઈ ઘેલાભાઇ
૨ શેઠ. ચુનીલાલ સુરજમલ
૨ શા. ડાહ્યાભાઇ બાલાભાઈ.
૨ ઝવેરી મનસુખ બાલજી
૨ ઝવેરી ડાહ્યાભાઈ કપુરચંદ
૨ તમાકુવાળા. ચંદુલાલ ડાહ્યાભાઈ
૨ શા- મગનલાલ સરૂપચંદ.
૨ શા. જેસંઘભાઇ હાલાશા
૨ શા. બાલાભાઈ હરગોવન
૨ શા. ઘેલાભાઇ મગનલાલ
૨ શા. ભીખાભાઇ દોલાભાઈ
૧ શા. મગનલાલ ચમનલાલ
૧ શા. ડાહ્યાભાઇ ભગુભાઈ
૧ શા. વાડીલાલ નથુભાઇ.
૧ મારવાડી નથુ ફુલચંદ
૧ શા. મોહનભાઈ નગીનદાસ
૧ શેઠ. મોહલાલભાઈ નેમચંદભાઇ.
૧ શા. લાલભાઈ જેએસંગ
૧ શા. મણીલાલ હરીવલભ

૧ શા. બાલચંદ લલુભાઇ.
૧ શા. પોપટ દલસુખ.
૧ ત્રીકમલાલ મગનલાલ
૧ શેઠ. કેશવલાલ મોકમભાઇ
૧ શા. હઠીસંઘ નગીનદાસ
૧ ફતેચંદ બેચર
૧ શા. કેશવલાલ નગીનદાસ
૧ શા. મગનલાલ હરીલાલ
૧ શા. ભોળાનાથ છગનભાઇ
૧ શા. ત્રીકમલાલ પ્રાણજીવન
૨ શા. છગનલાલ સુરચંદ
૧ શા. નથુભાઈ હકમચંદ
૧ શા, ભચુભાઈ ફતેચંદ
૧ શા. સાંકળચંદ મનસુખ
૧ શેઠ હરીભાઈ બાલાભાઈ
૧ શા. જેસંગ સામળ

**ખંભાત**

૨૫ શા. છગનલાલ અમરચંદ
૧૦ શા. વીરચંદ કસ્તુર

**મુંબાઇ**

૧૦ ઝવેરી, બાલુચંદ ઉરફે અમરચંદ મુલચંદ.

**વીરમગામ.**

૧૦ શા. કેશવજી રાજપાળ

કેટલાક ગૃહસ્થોનાં નામ વેળાસર નહીં આવી પોહોચવાથી દાખલ કરવામાં આવ્યાં નથી.



# ખબર.

સર્વે જૈનધર્માભીલાસી સજ્જનોને નીવેદન કરવામાં આવે છે કે, આ પુસ્તક, જે સાહેબોને ખરીદ કરવાનો હેતુ હોય તેમણે નીચે લખેલા ઠેકાણેથી પત્ર દ્વારાએ મંગાવવા તસ્દી લેવી.

નાણા અગાઉથી, કિમત પ્રમાણેજ લેવામાં આવશે, દેશાવરવાળાને ૦ા આનો પોશ્ટેજ વધુ પડશે.

નોટપેડ પત્ર ગ્રહણ કરવામાં આવશે નહીં

**પુસ્તક મળવાનું ઠેકાણુ**

મુંબાઇ—શા. ભોળાનાથ છોટાભાઇ ઠે. મમાદેવિ.

વડોદરા—ઝવેરી લીલાચંદ નાહાલચંદ ઠે. નરશીંહજીની પોળ.

અમદાવાદ—શેઠ મણીભાઇ વાડીલાલની દુકાનેથી તથા ગ્રંથકર્ત્તા પાસેથી મળશે.

ઠેકાણું અમદાવાદ રતનપોળ } લી૦ ગ્રંથકર્ત્તા.